# અનુક્રમ

# પ્રકાશકનું નિવેદન

પરમ પૂજ્ય પ્રાતઃસ્મરણીય ગુરુદેવ શ્રી. ગંગેશ્વરાનન્દજી મહારાજની પ્રેરણાથી આ પુસ્તક ગુજરાતી ભાષાના વાચકો સમક્ષ મૂકવાનુ બન્યું છે એ વાતને હું આ પ્રકાશનનું કામકાજ હાથ ધર્યા પછીની એક સુવર્ણસંધિ માનું છું.

આ પ્રકારનાં પુસ્તકો જેટલાં છપાય તેટલાં ઓછાં, કેમ કે જેમ કઈ દિશામાંથી વહેતા કયા વાયુની લહેરખી કયા અંગારા પરની રાખ ઉડાડી દેશે એનું કોઇ પ્રમાણ નથી હોતું, તેમ જ કયા પુસ્તકથી કયા અધિકારી વાચકના હૃદયને સ્પર્શ થશે અને તેની આત્મજ્યોતિ ઝગમગી ઊઠશે એનુ યે કોઇ પ્રમાણ નથી રહી શકતું.

ગુજરાતી જનતા આ પુસ્તક તરફ ગુણગ્રાહી દૃષ્ટિએ જોશે એવી આશા સાથે,

—ધીરુબહેન પટેલ



શ્રી રતનબહેન ફોજદાર

# નિવેદન

ગુરુકૃપાથી, સનાતન ધર્મના સંસ્થાપક અને ઉદાસીન સંપ્રદાયના આદ્ય પ્રણેતા, જગદ્‌ગુરુ શ્રી શ્રીચંદ્રાચાર્યનું પુનિત જીવન ચરિત્ર, ગુજરાતી વાચક વૃંદ સમક્ષ ધરતાં મને બહુ આનંદ થાય છે.

હિંદીના પ્રખર વિદ્વાન અને લેખક, શ્રી સીતારામ ચતુર્વેદીના 'જગદ્‌ગુરુ શ્રી શ્રીચંદ્રાચાર્ય'નો આ ભાવવાહી અનુવાદ છે. એમણે બહુજ સરળ અને હૃદયંગમ શૈલીમાં લખ્યું છે. એ વાંચતાં મને એવી અચૂક પ્રતીતિ થઈ કે શ્રી શ્રીચન્દ્રાચાર્ય મારા સનાતન સદ્‌ગુરુ છે, અને પોતાના અન્ય અસંખ્ય ભક્ત શિષ્યોને સતત સાન્નિધ્યસુખ અને જ્ઞાન પ્રદાન કરવા, મારા પરમ પૂજ્ય ગુરુ ગંગેશ્વરાનંદજીના, **मायामनुष्यं हरिं** રૂપમાં, ભારતની પુણ્ય–ભૂમિ પર અવતીર્ણ થયા છે.

પ્રત્યેક યુગમાં, અનેકવિધ કારણો એકત્રિત થતાં, નિરાકાર પરબ્રહ્મને સાકાર બની, પૃથ્વીતલપર અવતીર્ણ થવું પડે છે. સતયુગમાં રાજા હરિશ્ચંદ્ર, ત્રેતામાં શ્રીરામચંદ્ર, દ્વાપરમાં શ્રીકૃષ્ણચંદ્ર, અને કલિયુગમાં, સોળમી શતાબ્દીમાં

શ્રી શ્રીચંદ્રરૂપે, સાક્ષાત્ ભગવાન શંકરે અવતાર લઈ, ભૂમિનો ભાર ઉતાર્યો. દુષ્ટોનું દમન કરી સાધુનું સંરક્ષણ કર્યું. શ્રૌત–વૈદિક ધર્મના પાયાને, પોતાની જ્ઞાન–શક્તિ ને પ્રચાર-દ્વારા દઢીભૂત કરી, સનાતન ધર્મનું સંસ્થાપન કર્યું.

જગદ્ગુરુ શ્રી શ્રીચંદ્રાચાર્યની શિષ્ય–પરંપરા અને કાર્ય, વિસ્તારપૂર્વક, પૂજ્ય ગુરુદેવે ભૂમિકામાં લખી, આધ્યાત્મિક અને અતિહાસિક, ઉભય દૃષ્ટિથી, આ પુસ્તકને અત્યાધિક ગૌરવયુક્ત અને રસપ્રદ બનાવ્યું છે, તેથી, એ વિષયમાં મારે શેષ કંઈજ લખવાનું નથી. માત્ર એક વાતનો ઉલ્લેખ અહીં કર્યા વિના રહેવાતું નથી.

આ ચરિત્રમાં, એક શિલા પર બેસી, ભગવાન સામે પાર જઈ, ચમ્બાના ગાઢ વનમાં અદૃશ્ય થઈ ગયાની ઘટના છે. સને ૧૯૫૭ની સાલમાં પૂ. ગુરુદેવ સાથે હું દલ્હાઉસીથી ચમ્બા ગઈ, અને એ પાવન શિલાનાં દર્શન કરવાનું સદ્ભાગ્ય સાંપડ્યું. મને અપાર આનંદ થયો. ચમ્બાનો એ શાંત, રમ્ય પ્રદેશ, ત્યાંનાં સુંદર પુરાતન દેવાલયો, એ શિલાનાં–અર્ચન–પૂજન–નીરાજન, રોટી પ્રસાદ વિતરણ, અને પૂજ્ય ગુરુદેવનું સાન્નિધ્ય, એ બધાંય સુખદ સંસ્મરણો આજ પુનઃ મારા હૃદયમાં આનંદ ને નવચેતન પૂરી રહ્યાં છે.

આવી મહાન વિભૂતિઓનાં જીવન ચરિત્રો, સંસારના અથાહ થાહમાં અથડાતા અસંખ્ય જીવાત્માઓને નૌકારૂપ છે ભવાટવીમાં ભૂલા પડેલા પથિકના પથ–પ્રદર્શક, એ આકાશના ધ્રુવ તારાઓ છે.

મારાં ગુરુબહેન, કુમારી ધીરુબહેન ગોરધનભાઈ પટેલ, ગુજરાતનાં એક જાણીતાં લેખિકા છે નાટકો, નવલિકા આદિ પુસ્તક પ્રકાશનદ્વારા તેઓ ગુજરાતી સાહિત્યમાં સારો ફાળો આપી રહ્યાં છે. પૂજ્ય ગુરુદેવની આજ્ઞા, સહર્ષ શિરોધાર્ય કરી, મારા આ પુસ્તક પ્રકાશનનો પૂરો ભાર એમણે ઉઠાવી લીધો. પોતે એ કાર્યમાં અનુભવી ને નિપુણ હોવાથી, બહુ અલ્પ સમયમાં, મારી ઈચ્છાનુસાર તૈયાર કરી દીધું. આજે પૂજ્ય ગુરુદેવના જન્મોત્સવ જેવા અનિ મંગલ પર્વ પર, આ પુસ્તકનું પ્રથમ વિતરણ થશે એથી વધુ સૌભાગ્ય અને ગૌરવ શું હોઈ શકે! ધીરુબહેનને એમની આ નિષ્કામ સેવા બદલ મારા હાર્દિક ધન્યવાદ

ભાઈશ્રી ગોરધનદાસ ઈજનેર, શ્રી રજનીકાંત મોદી અને શ્રી. ગુલાબદાસ બ્રોકરે, આ પુસ્તક વિષે બે બોલ લખી આપ્યા છે તે માટે, તેઓની આભારી છું.

ગુજરાતી પ્રેમી પાઠકવૃંદ, શ્રીચંદ્રના પરમોજ્જવલ જીવન ચરિત્રરૂપ નંદનવનમાં વિહાર કરી, પારિજાતના વૃક્ષને પોતાના હૃદયાંગણમાં રોપી વિકસાવશે, તો નિઃશંક, ભારતની આ અમર ભૂમિ, તપ, ત્યાગ અને વિશ્વપ્રેમની મિશ્રિત મધુગંધથી મ્હેકી ઊઠશે.

જગદ્દગુરુ શ્રી શ્રીચંદ્રાચાર્યથી ૧૭મે સ્થાને, મારા દાદાગુરુ પૂ સ્વામી રામદાસ અને ૧૮મે સ્થાને પૂ ગુરુદેવ વિરાજે છે. અર્ધી સદીથી પણ ઉપર, સતત વહેતી એમની જ્ઞાન-ત્રિવેણી અને અલૌકિક જ્ઞાન-પ્રભાથી અખિલ ભારત

સાધુ-ગૃહસ્થ સમાજ સુપરિચિત છે. એમનું અતિ પાવન જીવન-ચરિત્ર, ટૂંક સમયમાં, ભારતની જનતા સમક્ષ મૂકવાની મારી એક માત્ર અભિલાષા ગુરુદેવ પૂર્ણ કરે એ આશા સાથે વિરમું છું.

૧૫ લીલી કોર્ટ
૧૧૩, ચર્ચગેટ રેકલેમેશન.
મુંબઈ ૧.
પોષ શુક્લ ૭ મી સંવત. ૨૦૧૯

ગુરુચરણરજ
રતન ફોજદાર

श्री ગોપીજનવલ્લભાય નમઃ

# ભક્ત–હૃદયનો પરિચય.

नायमात्मा प्रवचनेन लभ्यो।
न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्
तस्यैव आत्मा विवृणुते तनुं स्वाम्॥
(મુંડકોપનિષદ ૩–૨–૩)

આ આત્મા–પરમાત્મા પ્રવચનદ્વારા, ઉચ્ચ પ્રકારની બુદ્ધિદ્વારા, તેમજ ઘણાં શાસ્ત્રોના શ્રવણથી પ્રાપ્ત થતો નથી. આ પરમાત્મા જેનું વરણ કરે છે, તેને જ એ પ્રાપ્ત થાય છે. તેની સન્મુખે આ પરમાત્મા, પોતાના સત્ય સ્વરૂપે દર્શન આપે છે.

માટે સર્વશક્તિમાન, સૃષ્ટિના શાસક, સંચાલક, પોતાના શાસન માટે, જે જે કાર્ય માટે, જે જે વ્યકિતનું વરણ કરે છે તેને, તે તે વ્યકિતદ્વારા–તે નિમિત્તભૂત વ્યક્તિદ્વારા તે તે કાર્ય, તે પરમાત્મા સાધે છે. પાર પાડે છે.

ભૂમિનો ભાર ઉતારવા માટે મહાભારતના યુદ્ધમાં, દુષ્ટોનો નાશ સાધવા માટે ધનંજય અર્જુનનું વરણ કર્યું હતું. એ વાત, વિરાટ સ્વરૂપના દર્શનથી અર્જુનને સમજાય છે. અર્જુન જગજનના પ્રતિનિધિરૂપે પોતે પ્રભુના હાથમાં સાધનરૂપે, પોતાને સમજી પ્રાર્થે છે–

'વિભો ! વરણુ તો કર્યું જગતનાં રહે માહરૂં
સુહેતુ તમ સાધવા જગતના સમુધ્ધારનો,
ગણું પરમ ભાગ્ય એ મુજતણું-હવે શિષ્યને
ગુરો ! ઉચિત શાસને વિજયવંત યુધ્ધે કરો.
વિભો ! અકળ આપની જગતના સમુદ્ધારની
કળા યદિ કળી શકું નવ તદા મને સુજ્ઞતા
ગણી મુજતણી કરું મન વિચાર, આચાર જે
વિરુદ્ધ તમ હેતુથી, સરસ ગણી તે પાળવા.
તદા જગતના ગુરો ! મમતણી દિશા ભૂલને
મને તૃપ્ત દાખવી તિમિર મોહ કેરું હરી,
યથાર્થ સુવિવેકના પરમ તેજમાં દોરવો.
સ્વહેતુ કરવા સુસિદ્ધ મુજને વિભો ! કેળવો.
પડયો શરણુ આપને સકલ ધર્મ હું તો ત્યજી
ધરી પરમ દૈન્ય આજ, અભિમાન મારું ત્યજી.
ગુરો ! સકલ પાપને પરિહરી ધરો આપને
કરે સરસ શસ્ત્રશો, ઝટ સુકાર્યને સાધવા.

મહાભારતના યુદ્ધનો કાળ, જેમ ધર્મગ્લાનિનો હતો તેમ, આચાર્ય શ્રીચંદ્રદેવજીના જીવન કાળ દરમ્યાન, ભારતવર્ષમાં પણ, ધર્મગ્લાનિ અને વિધર્મીઓના જુલમનો કાળ હતો. અને તે સમયે, સનાતન-ધર્મનો પુનરુદ્ધાર કરવા માટે, પરમાત્માએ આચાર્યશ્રીનું વરણુ કર્યું હતું, અને એમનાદ્વારા, વામમાર્ગીઓનું જોર તોડયું, મુસલ-

માનોના જુલમમાંથી, ધાર્મિક હિંદુ જનતાને છોડાવી, અને સનાતન ધર્મનું પુનઃ સંસ્થાપન કર્યું હતું.

સાંપ્રત સમય પણ ધર્મગ્લાનિનો જ ગણી શકાય. આવા કલિપ્રભાવિત કાળમાં પણ, સંતજનો જનતાના કલ્યાણ માટે, પ્રભુના પ્રતિનિધિરૂપે, પોતાની વિભૂતિદ્વારા પ્રયત્ન આચરી રહ્યા છે. **परोपकाराय सतां विभूतयः ॥** શ્રીચન્દ્રજી પોતાના યુગના મહાપુરુષોમાના એવા શકિતશાળી પુરુષ હતા કે જેમને યુગે નિર્માણ નહોતા કર્યા, પણ જેમણે યુગન નિર્માણ કર્યો હતો.

ત્યારપછી શ્રી સાધુબેલા–આશ્રમ, સક્કર (સિંધ) ના ધર્મનિષ્ઠ મહંતશ્રી, સ્વામી ગણેશદાસજી મહારાજદ્વારા, શ્રી સીતારામ ચતુર્વેદીનું વરણ થયું, આચાર્ય શ્રી શ્રીચંદ્ર જીના જીવનચરિત્રના લેખનનું પવિત્ર કાર્ય કરવા માટે. એમણે એ કાર્ય પ્રભુકૃપાથી સફળતાથી પાર પાડયું.

આ જીવન ચરિત્ર સંવત ૨૦૧૦માં પ્રસિદ્ધ થયું. એ હિંદી ભાષામાં લખાયુ છે. ગુજરાતી ભાષાભાષી જનતાને, એ જીવનચરિત્રના પઠનનો લાભ મળી શકે, તે ઈશ્વરીય સંકેત પાર પડવામાં, નિમિત્તભૂત, પ્રસ્તુત પુસ્તકનાં લેખિકા–શ્રીમતી રતનબેન બન્યાં, અર્થાત્, એ પુણ્ય કાર્યની સિદ્ધિ માટે એમનું વરણ થયું ઉદાસીન સંપ્રદાયના પ્રખર સમર્થ વિદ્વાન, સદ્‌ગુરુદેવ શ્રી ગંગેશ્વરાનંદજીદ્વારા. શ્રી ગુરુદેવની પ્રેરણા અને આજ્ઞાથી, આ પવિત્ર કાર્ય લેખિકા બહેન પાર પાડી શક્યાં.

ઉપર કહ્યું છે તેમ, यमेवैष वृणुते तेन लभ्यः જેડ
વરણુ પરમાત્મા, તથા તેના સ્વરૂપ સદ્ગુરુદેવ જે કૃપાદૃષ્ટિથી
કરે છે, તેથી જ તે પ્રભુનું કાર્ય, સફળતાપૂર્વક પાર પાડે છે

ત્યાર પછી, લેખિકા બહેને, પરિચયના બે શબ્દ લખ-
વાના કાર્ય માટે, મારું વરણુ કર્યું, જેને માટે હું મારી
જાતને ધન્ય માનું છું, કે આચાર્ય શ્રીચંદ્રદેવના જીવન
વિષે મને જ્ઞાન પ્રાપ્ત કરી, અભ્યાસ કરવાનું, તથા લેખિકા
બહેનનો પરિચય આપવાનું સદ્ભાગ્ય મને સાંપડ્યું.

પ્રસ્તુત પુસ્તકના લેખન માટે, લેખિકા બહેનની પસંદગી,
યોગ્યતા અનુસાર જ કરવામાં આવી છે. સંસ્કારી માતા-
પિતાના કુળમાં જન્મ, ધાર્મિક સંસ્કારોનું યોગ્ય કેળવણી
દ્વારા ઉદ્બોધન, શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુદ્વારા ધર્મદીક્ષા,
અને ભક્તિભાવપૂર્ણ કોમળ હૃદય, આ બધાં તત્ત્વો લેખિકા-
બહેનને, પ્રસ્તુત પુસ્તકના લેખનનાં અધિકારી ઠરાવે છે.
સર્વથી મુખ્યતમ પરમાત્મા તથા સદ્ગુરુશ્રીની કૃપા.

મારો સંબંધ લેખિકાબહેન સાથે ઘણો જૂનો છે.
એમને કાવ્ય લખવાનો પણ શોખ હોવાથી, પોતાનાં કાવ્યો
પર મારો અભિપ્રાય જાણવા એ બહેન ઉત્સુક હોય છે,
અને મને પોતાના વડીલ ગુરુજન તરીકે માન આપે છે.
એ જ કારણથી એમનાં કાવ્યનો પ્રથમ સંગ્રહ "ગંગાધારા"
નામનો પ્રકટ કર્યો તેની પ્રસ્તાવના લખવાની મને તક
આપી હતી. અમારો એ પરિચય, પ્રભુકૃપાથી, એક અગમ્ય
અને શ્રેયઃસાધક કાર્ય સાધવામાં સાધનભૂત બન્યો—એ

કાર્ય તે મારા દ્વારા, શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ, ઉદાસીન સંપ્રદાયના મહામંડલેશ્વર સદ્ગુરુ શ્રી ગંગેશ્વરાનંદજી સાથે, એમનો ગુરુ શિષ્યાનો સંબંધ, દીક્ષાદ્વારા સ્થપાવો. સદ્ગુરુશ્રી ગંગેશ્વરાનંદજીનાં વ્યાખ્યાનોના શ્રવણનો લાભ મને ઘણાં વર્ષોથી મળતો હતો. મારી પ્રેરણાથી, એમને સદ્ગુરુશ્રીનાં પ્રવચનોના શ્રવણનો રસ લાગ્યો, અને પરિણામે એમનાં દીક્ષિત શિષ્યા બન્યાં.

લેખિકા બહેનના હિંદી ભાષાના જ્ઞાનની જાણ સદ્ગુરુશ્રીને થતાં, એમને વિયોગી હરિજીના "પ્રેમયોગ" નામના હિંદી પુસ્તકનો, ગુજરાતી ભાષામાં અનુવાદ કરવા માટે પસંદ કરાવામાં , સદ્ગુરુશ્રી તરફથી કૃપાપાત્ર બન્યાં, અને પરિણામે "પ્રેમ–રતન" નામનું પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું. પ્રસ્તુત પુસ્તક પણ સદ્ગુરુશ્રીની કૃપાનું ફળ છે, એ આગળ કહી ગયા છીએ.

સદ્ગુરુ શ્રી ગંગેશ્વરાનંદજીના કૃપાપ્રભાવે એમનું જીવન ઘણું જ ઉન્નત બન્યું, એમને ભક્તિભાવમાં વૃદ્ધિ થઈ અને પરિણામે, પ્રભુપ્રેમના તથા તત્વજ્ઞાનનાં કાવ્યો એમને હાથે લખાયા. આ કાવ્યો, એમની ઉચ્ચ પ્રકારની કાવ્યશક્તિ તથા ઉચ્ચ ભૂમિકાનો પરિચય આપે છે.

આ પ્રમાણે સાહિત્ય સંગીત, ચિત્રકળા, કાવ્યલેખન આદિ લલિત કળા તથા ભરત ગુથણ તથા ચિત્રના શ્રી રાધાકૃષ્ણ, શ્રી સીતારામ, આચાર્યશ્રી શ્રીચંદ્રજી જેવાં પાત્રોને, વસ્ત્રાલંકારથી વિભૂષિત કરવાની અતિ કઠિન કળા પણ, એમણે સારી રીતે કેળવી છે.

પ્રસ્તુત ગુજરાતી અનુવાદ પણ, એમની હિંદી તેમજ ગુજરાતી ભાષા સમજવાની શક્તિ સાથે, તેનું એક ભાષામાંથી બીજી ભાષામાં રૂપાંતર કરવાની કળાનો પરિચય આપે છે, અને વાચકવૃંદને એ પ્રયાસ સફળ થએલો લાગશે એવી મારી પાકી ખાત્રી છે.

. હવે વધુ ન લખતાં ટૂંકમાં માત્ર એટલું જ કહીશ કે પૂર્વાવતારમાં, લેખિકા બહેનનો આચાર્યશ્રી શ્રીચંદ્રજી સાથે કોઈપણ સ્વરૂપમાં ઋણાનુબંધ હોવો જોઈએ, જેથી સાંપ્રત જન્મમાં શ્રીચંદ્રાચાર્યજીનાં જીવનના લીલામૃતનું પાન કરી, જનતાને પાન કરાવવા માટે, પોતે સાધનભૂત થયાં, અને અલ્પાંશે મને પણ સાધનભૂત થવાની તક આપી. પ્રભુની પરમ કૃપાનું જ આ ફળ છે.

एष एव साधुकर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषति॰

પ્રભુની ઇચ્છા જેને આ લોકમાંથી ઉન્નત દશાએ લઈ જવાની હોય તેની પાસે પ્રભુ સારાં કાર્યો કરાવે છે, અને જેની અધોગતિ સાધવાની પ્રભુની ઇચ્છા હોય તેની પાસે તે અસાધુ કર્મો કરાવે છે.

પ્રસ્તુત કાર્ય, કે જે કાર્યદ્વારા સાહિત્યસેવા સાથે પ્રભુભક્તિ અને તેની સાથે મહાપુરુષની લીલાની સ્મરણ ભક્તિ, સાથે સાથે ગુરુઆજ્ઞાના પાલનદ્વારા, સદ્‌ગુરુ મહારાજની પ્રસન્નતા એમને પ્રાપ્ત થયાં તે કાર્યની ઉત્તમતાની શી વાત કરવી!

આવું સ્તુત્ય કાર્ય કરવામાં સફળતા પ્રાપ્ત કરવી એ ખરેખર પ્રભુની તેમજ સદ્‌ગુરુશ્રીની કૃપાનું ફળ છે.

કૈં કૈં પુણ્યના પ્રભાવે સંતો જ્ઞાન લાભ આપે
સુકૃપા કરીને પધારી સંશય-પાપ-તાપ કાપે.
મહિમા વર્ણવ્યો જાયે સંત-સમાગમ કેરો
પળના પ્રસંગે સમર્પે સંતો પ્રસાદ અનેરો.
સ્પર્શે પ્રભુના વરાવે તનને દિવ્યતા સજાવે
અનુપમ શકિતઓ ખીલાવે, મનને મોદ ઉપજાવે
તીર્થો પાવન કરંતા જવ કો સાન્નિધ્યે પધારે
સંતો ભવભય હરંતા જવ એ શિરે હાથ ધારે.
એવો સંતનો મહિમા, મુખે વર્ણવ્યો ન જાયે
એનું વર્ણન કરતાં, વાણી ધન્યા થઈ જાયે.

મુંબઈ. તા-૧૧-૯-૬૨ શ્રી ગોરધનદાસ ડાહ્યાભાઈ ઈજનેર.

# પરિચય

ભારતની પુણ્યભૂમિ તો છેક પ્રાચીન કાળથી જ અવતારો, યોગીઓ, સંતમહાત્માઓના પ્રદુર્ભાવોને ધારણ કરતી જ આવી છે. જાણે કે તેમની એક અવિરામ વણઝાર પ્રભુના ધામ પ્રત્યે એકસરખી મજલ ન કાપ્યા કરતી હોય એવું જ લાગે છે. અથવા તો જો બીજું એક રૂપક આપીએ તો કહી શકાય કે એ તો કાળના દોરામાં ગૂંથેલી સંતોની એક ચમકતી મણિમાળા છે જેને પરમાત્મા પોતાને કંઠે નિત્ય પહેરી રાખે છે. એમાંનાં કેટલાંક રત્નો નાનાં હોય તો બીજાં કેટલાંક અતિ તેજસ્વી હોય. પણ બધાંય રત્નો તો ખરાં જ.

અને રત્નોનો તો એ એક ખાસ ગુણ છે જ કે એના પ્રકાશ સમીપ જે કોઈ આવે—સજ્જન કે દુર્જન, મૂઢ કે બુદ્ધિમાન, ગરીબ કે તવંગર,—તે બધાંને જ્યોતિર્મય બનાવવાં.

આવા જ એક રત્ન શ્રીમત્ શ્રીચંદ્રાચાર્યની જીવન-જ્યોતિને આ પુસ્તકમાં અભિવ્યક્ત કરવાનો આ પ્રયાસ છે. શીખ ધર્મના આદ્ય સ્થાપક ગુરુ નાનકના એ પુત્ર.

અને તે પણ જેવા પિતા તેવા જ પુત્ર. પિતાએ શીખ ધર્મ પ્રવર્તાવ્યો, પુત્રે ઉદાસીન સંપ્રદાયને પ્રચંડ વેગ આપ્યો.

દરેક માનવની અંદર પરમાત્માના અંશ રૂપ અંતરાત્મા તો છે જ, પણ સંતમહાત્માઓમાં એ અંશ વિશેષતઃ હોય છે. આમ શ્રીચંદ્રાચાર્ય ભગવાન શંકરના અવતાર રૂપ ગણાયા. દરેક માનવની અંદર પરમાત્માની સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તા છુપાઈને રહેલી તો છે જ, પણ યોગીઓમાં એ અંદરનાં તત્ત્વો સારા જેવા પ્રમાણમાં બહારના જીવનમાં પ્રગટ પણ થઈ શકે છે આમ શ્રીચંદ્રાચાર્યમાં કોઈ અમાનુષી જ્ઞાન અને અલૌકિક શક્તિ બહાર અભિવ્યક્ત બન્યાં.

આજના બુદ્ધિવાદી માનવને ચમત્કારોમાં બિલકુલ શ્રદ્ધા નથી. એને ચમત્કારો જોઈતા પણ નથી, એને તો જોઈએ છે નક્કર કાર્ય; એને અંજાઈ નથી જવું, એને તો જોઈએ છે વધારે વિશાળ અને વધારે ઊંડી જોવાની શક્તિ. વળી ડોળઘાલુ સંતયોગીઓ ચમત્કારો બતાવીને પોતાનો કોઈ સ્વાર્થ પણ સાધી લેવા માગતા હોય છે. અને તેથી બુદ્ધિવાદીને શ્રદ્ધા ન બેસે એ પણ સ્વાભાવિક છે. તે ઉપરાંત જેઓ સાચા સાધુસંત છે અને જેમનામાં અલૌકિક શક્તિઓ સાધનાને લઈને નસર્ગિક રીતે જ વિકસેલી હોય છે તેમનાં કાર્યોનાં વર્ણનોમા પણ તેમના મૂરખ ભકતો કે અનુયાયીઓ અતિશયોક્તિઓ કરીને તેમના સાચા કાર્યની કિંમત ઘટાડી નાખતા હોય છે અથવા તો સાવ જ લુપ્ત

# પરિચય

ભારતની પુણ્યભૂમિ તો છેક પ્રાચીન કાળથી જ અવતારો, યોગીઓ, સંતમહાત્માઓના પ્રદુર્ભાવોને ધારણ કરતી જ આવી છે. જાણે કે તેમની એક અવિરામ વણજાર પ્રભુના ધામ પ્રત્યે એકસરખી મજલ ન કાપ્યા કરતી હોય એવું જ લાગે છે. અથવા તો જો બીજું એક રૂપક આપીએ તો કહી શકાય કે એ તો કાળના દોરામાં ગૂંથેલી સંતોની એક ચમકતી મણિમાળા છે જેને પરમાત્મા પોતાને કંઠે નિત્ય પહેરી રાખે છે. એમાંનાં કેટલાંક રત્નો નાનાં હોય તો બીજાં કેટલાંક અતિ તેજસ્વી હોય. પણ બધાંય રત્નો તો ખરાં જ.

અને રત્નોનો તો એ એક ખાસ ગુણ છે જ કે એના પ્રકાશ સમીપ જે કોઈ આવે—સજ્જન કે દુર્જન, મૂઢ કે બુદ્ધિમાન, ગરીબ કે તવંગર,—તે બધાંને જ્યોતિર્મય બનાવવાં.

આવા જ એક રત્ન શ્રીમત્ શ્રીચંદ્રાચાર્યની જીવન-જ્યોતિને આ પુસ્તકમાં અભિવ્યક્ત કરવાનો આ પ્રયાસ છે. શીખ ધર્મના આદ્ય સ્થાપક ગુરુ નાનકના એ પુત્ર.

અને તે પણ જેવા પિતા તેવા જ પુત્ર. પિતાએ શીખ ધર્મ પ્રવર્તાવ્યો, પુત્રે ઉદાસીન સંપ્રદાયને પ્રચંડ વેગ આપ્યો.

દરેક માનવની અંદર પરમાત્માના અંશ રૂપ અંતરાત્મા તો છે જ, પણ સંતમહાત્માઓમાં એ અંશ વિશેષતઃ હોય છે. આમ શ્રીચંદ્રાચાર્ય ભગવાન શંકરના અવતાર રૂપ ગણાયા. દરેક માનવની અંદર પરમાત્માની સર્વજ્ઞતા અને સર્વશક્તિમત્તા છુપાઈને રહેલી તો છે જ, પણ યોગીઓમાં એ અંદરનાં તત્ત્વો સારા જેવા પ્રમાણમાં બહારના જીવનમાં પ્રગટ પણ થઈ શકે છે આમ શ્રીચંદ્રાચાર્યમાં કોઈ અમાનુષી જ્ઞાન અને અલૌકિક શક્તિ બહાર અભિવ્યક્ત બન્યાં.

આજના બુદ્ધિવાદી માનવને ચમત્કારોમાં બિલકુલ શ્રદ્ધા નથી. એને ચમત્કારો જોઈતા પણ નથી, એને તો જોઈએ છે નક્કર કાર્ય; એને અંજાઈ નથી જવું, એને તો જોઈએ છે વધારે વિશાળ અને વધારે ઊંડી જોવાની શક્તિ. વળી ડોળઘાલુ સંતયોગીઓ ચમત્કારો બતાવીને પોતાનો કોઈ સ્વાર્થ પણ સાધી લેવા માગતા હોય છે. અને તેથી બુદ્ધિવાદીને શ્રદ્ધા ન બેસે એ પણ સ્વાભાવિક છે. તે ઉપરાંત જેઓ સાચા સાધુસંત છે અને જેમનામાં અલૌકિક શક્તિઓ સાધનાને લઇને નસર્ગિક રીતે જ વિકસેલી હોય છે તેમનાં કાર્યોનાં વર્ણનોમા પણ તેમના મૂરખ ભક્તો કે અનુયાયીઓ અતિશયોક્તિઓ કરીને તેમના સાચા કાર્યની કિંમત ઘટાડી નાખતા હોય છે અથવા તો સાવ જ લુપ્ત

બનાવી દેતા હોય છે. પણ તેથી કંઈ માનવની સાધારણ પ્રકૃતિદત્ત શકિતઓ ઉપરાંત બીજી શકિતઓ નથી એમ કરતું નથી. જો એક બાજુ અંધશ્રદ્ધાળુઓ ખોટા છે તો બીજી બાજુ કશું જ ન સ્વીકારનારા બુદ્ધિવાદી નાસ્તિકો પણ એટલા જ ખોટા છે.

માનવના પ્રભુ પ્રત્યેના વિકાસમાં અસાધારણ શકિતઓનો પણ કેટલીક વાર આપમેળે વિકાસ થાય છે અને એ શકિતઓ સ્વાભાવિક હોઈ ચમત્કારિક ગણાવી પણ ન જોઈએ. જેમ કોઈ માનવમાં સંગીતની કે ચિત્રકળાની કે કાવ્ય લખવાની શક્તિ હોય તો પ્રાણીની ચેતનાની નજરે તો એ ચમત્કારરૂપ જ લાગે પણ માનવ કંઈ તેમને એવી ગણતો નથી. તેમ રહસ્યવિદ્યાના (occult) અને આધ્યાત્મિક વિકાસમાં પ્રગટનારી વધુ ગહન અને ઊર્ધ્વ શક્તિઓ માનવને ચમત્કારરૂપ જ લાગે, પણ વધુ સમજુ માનવ તો જાણે છે કે દરેક માનવમાં એ શકિતઓ પ્રસુપ્ત પડેલી હોય જ છે અને માત્ર સાધના દરમ્યાન તેમનું ઉત્થાન થાય છે. પણ છતાં સામાન્ય માનવ તો તેમને ચમત્કાર જ કહેવાનો અને ચમત્કારને જ નમસ્કાર કરવાનો.

પર જ સ્થિર બને એ આપણે ખ્યાલમાં રાખવાનું છે. વળી આપણે પેલા અંગ્રેજ કવિની પંક્તિઓને આપણા હૃદયમાં જડી રાખવાની છે કે,

'Lives of great men all remind us
We can make our lives snblime.'

સંતોના જીવનચરિત્રોના અનુશીલન વડે આપણે પોતે પણ નમ્ર, નિરહંભાવી, ઉન્નત જીવન જીવનારાં અને અધ્યાત્મતા પ્રત્યે વળેલાં બનીએ એ જ જીવનચરિત્રોના લેખનની અગત્ય છે.

હવે બે શબ્દો આ જીવનચરિત્રનાં અનુવાદક બહેન રતનબહેન ફોજદાર વિષે. એમનાં અત્યાર અગાઉ પ્રગટ થઈ ચૂકેલાં બે પુસ્તકોમાંનું પહેલું 'ગંગાધારા' નામનું પુસ્તક મુખ્યત્વે ગીતો અને ભજનોનો સંગ્રહ છે, જે એમણે ગુજરાતી અને હિંદી બંને ભાષામાં રચેલાં છે બીજું પુસ્તક '**પ્રેમરતન**' હિંદીમાં વિખ્યાત શ્રી વિયોગી હરિએ રચેલા "પ્રેમયોગ' ગ્રંથનો ગુજરાતી અનુવાદ છે. હિંદીમા તો આ સુદર ગ્રંથના છએક સંસ્કરણો અત્યાર સુધી થઈ ચૂકયાં છે 'પ્રેમયોગ' નામ જ જેમ સૂચવે છે તેમ માનવનો પ્રભુ સાથેનો પ્રેમ દ્વારા યોગ આ પુસ્તકનો વિષય છે. અત્યાર સુધી ભારતમાં થઈ ગયેલા અનેક પ્રભુપ્રેમીઓના પ્રેમવિહ્વલ ઉદ્ગારોને એમા બહુ જ સારી રીતે ગૂંથ લેવામાં આવ્યા છે. કબીર, તુલસીદાસ, સૂરદાસ, દાદૂ, ગાલીબ, મૈથિલીશરણ ગુપ્ત વગેરે પ્રાચીન-અર્વાચીન અનેક ભક્તકવિઓની કંડિકાઓ આખા પુસ્તકમાં પાનેપાને નજરે

પડે છે. અને વાંચકને પ્રેમામૃતનું પાન કરાવે છે. શ્રીચંદ્રાચાર્યનું ચરિત્ર બહેન રતનબહેનનો ત્રીજો ગ્રંથ છે જેનો પરિચય તો આ પહેલાંજ આપ્યો છે.

આ ત્રણે ગ્રંથો પરથી વાંચક સહજ જ અનુમાન કરી શકે છે કે આ લેખિકા બહેન ભક્તિરસપ્રધાન અને અધ્યાત્મજીવન પ્રત્યે વળેલાં છે. સંતસમાગમ અને અને ગુરુસેવા એમનો પ્રબળ વ્યવસાય છે. ગીતાનું વાક્ય 'अरतिर्जनसंसदि' એમના સ્વભાવને વિશેષતઃ લાગુ પડે છે. અને જેઓ એવાં એકાન્તપ્રિય હોય તેમનામાં સ્વાભાવિક રીતે જ વિકાસ પામનારી Subjective અભિરુચિઓ—સંગીત, ચિત્રકલા, કવિતા વગેરે પ્રત્યેની પ્રીતિ—એમનામાં પણ સારા પ્રમાણમાં અભિવ્યક્ત થઈ છે.

એમણે લખેલું આ પુસ્તક મૂળ હિંદી પુસ્તકની જેમ ગુજરાતને હૈયે પણ અધ્યાત્મવૃત્તિને વૃદ્ધિગત કરે અને માનવનું જીવન વિશેષ પ્રભુમય બનાવે એ જ શુભેચ્છા.

મુંબઈ. તા–૭–૯–૬૨ રજનીકાન્ત અંબાલાલ શેઠી.

# બે બોલ

શ્રી. રત્નબહેન ફોઝદાર એક જ્ઞાનસંપન્ન ભકિત ભાવભર્યાં મહિલા છે. ગદ્ય અને પદ્ય બન્ને લખે છે. ભષાઓનાં પણ સારાં અભ્યાસી છે પ્રસિદ્ધ હિંદી વિચારક શ્રી. વિયોગી હરિનાં પુસ્તકનું પ્રેમ—રતન'ના નામથી તેમણે સુયોગ્ય ભાષાતર કરેલું છે. "ગંગાધારા" નામનો કાવ્યસંગ્રહ પણ પ્રસિદ્ધ કર્યો છે. હવે જગદ્‌ગુરુશ્રી શ્રી ચંદ્રાચાર્ય વિશે એક પુસ્તક પ્રસિદ્ધ કરી રહ્યાં છે. આ વિષયોને સ્પર્શતાં તેમનાં લખાણો હોવાથી કદાચ ગુજરાતી વાચનરસિક જનતાનું ધ્યાન તેમના તરફ જોઈએ તેટલું દોરાયું નહીં હોય, પણ તેમનું સરળ સ્વચ્છ ગદ્ય, આધ્યાત્મિકતા પ્રત્યેની તેમની સહજ આસકિત, અને તેમણે પસંદ કરેલ વિષય વસ્તુ પ્રત્યેનો તેમનો ઊર્મિભર્યો આવિર્ભાવ, તેમને સહેજે વાચકોના આદરનાં અધિકારી બનાવે.

તેમનાં લખાણોમાં રસ લઇ તેમણે રચેલ ગદ્ય સૃષ્ટિમાં વિહાર કરવા ગુજરાતી વાચનરસિક જનતાને હું આગ્રહભર્યું આમંત્રણ આપું છું, અને શ્રી. રતનબહેન ફોઝદાર પણ તેમના આ વિદ્યાવ્યાસંગમાં હંમેશાં ઓતપ્રોત રહી તેમની સુવિદ્યાનાં વિશેષ ને વિશેષ ફળ હંમેશાં ગુજરાતને અર્પતાં રહે તેમ ઇચ્છું છું.

વિલેપાર્લે તા. ૧૦-૯-૬૨ ગુલાબદાસ બ્રોકર

# A Forgotten Saint

By K. M. Munshi

## GURU NANAK'S SON

The Udasin sect is also a very ancient one. But what took me by surprise was a temple to Shrichand in the Camp. Who was Shrichand? Guru Nanak's son, I was told and one of the great organizers of the Udasin Sampradaya.

I was shocked at my ignorance. I knew something about Guru Nanak aud his burning indignation at the plight to which India was reduced under Bahar, but I was entirely ignorant of this great son of his who had made the Udasin Sampradaya a power in the tremendous era of resistance.

My mind went back to Guru Nanak's lines which I love so much :—

> He who comes with Love
> Must come with his head,
> Held in his hand, as an
> offering to it.

But what about the son?

India's era of resistance began with the raids of Mahmud of Ghazni. It deepened in tragic intensity under the Sultanate of Delhi. Between the 11th and 16th *centuries the Hindus resisted the onslaughts on their* power and faith, and in so doing, many died heroically. Many who survived were sold into slavery on a large

scale; the women died in thousands on the funeral pyres, thousands more were kidnapped and saved their lives at the sacrifice of their honour

## GREAT MASTERS

Violent resistance had almost failed but the saints the sanyasis, the sadhus and the Brahmans continued to fight with the weapons of the spirit It was they who kept learning alive and faith burning They went from village to village, maintaining faith, restoring temples, preserving social life and converting social barriers into fortresses The movement was led by the great masters among them, who, with unflinching determination kept the faith inviolate and alight and spread the gospel of resistance through religious and social non-co-operation

Non violent non-co-operation is not the invention of Gandhiji It is a heritage of these masters who taught that the strength of the spirit can in the long run, overpower the strength of the brute Of such masters and perhaps one of the most outstanding-was Shrichand, the Udasin

To Guru Nanak's wife Sulakshani Devi, there was born on Bhadrapad 9th Shukla, S 1551 (A D 1494) a son The father was at the time serving the Lodi Sultanate of Delhi

When Shrichand was born, the astrologers forecast a great future for him and wise men saw that the God Shanker Himself had come to earth When the son was only four, the urge to sing of God was deep

# A Forgottden Saint

By K. M. Munshi

## GURU NANAK'S SON

The Udasin sect is also a very ancient one. But what took me by surprise was a temple to Shrichand in the Camp. Who was Shrichand? Guru Nanak's son, I was told · and one of the great organizers of the Udasin Sampradaya.

I was shocked at my ignorance. I knew something about Guru Nanak aud his burning indignation at the plight to . which India was reduced under Babar, but I was entirely ignorant of this great son of his who had made the Udasin Sampradaya a power in the tremendous era of resistance.

My mind went back to Guru Nanak's lines which I love so much :—

> He who comes with Love
> Must come with his head,
> Held in his hand, as an
> offering to it.

But what about the son?

India's era of resistance began with the raids of Mahmud of Ghazni. It deepened in tragic intensity under the Sultanate of Delhi. Between the 11th and 16th centuries the Hindus resisted the onslaughts on their power and faith, and in so doing, many died heroically. Many who survived were sold into slavery on a large

scale, the women died in thousands on the funeral pyres thousands more were kidnapped and saved their lives at the sacrifice of their honour

## GREAT MASTERS

Violent resistance had almost failed but the saints the sanyasis, the sadhus aud the Brahmans continued to fight with the weapons of the spirit It was they who kept learning alive and faith burning They went from village to village maintaining faith, restoring temples, preserving social life and converting social barriers into fortresses The movement was led by the great masters among them, who with unflinching determination kept the faith inviolate and alight and spread the gospel of resistance through religious and socil non-co-operation

Non violent non-co-operation is not the invention of Gandhiji It is a heritage of these masters who taught that the strength of the spirit can in the long run, overpower the strength of the brute Of such masters and perhaps one of the most outstanding-was Shrichand the Udasin

To Guru Nanak s wife Sulakshani Devi, there was born on Bhadrapad 9th Shukla, S 1551 ( A D 1494 ) a son The father was at the time serving the Lodi Sultanate of Delhi

When Shrichand was born, the astrologers forecast a great future for him and wise men saw that the God Shanker Himself had come to earth When the son was only four, the urge to sing of God was deep

in the heart of Nanak, who left his job, his home and his worldly life, to sing of Him in his own way.

Shrichand's mother, Sulakshani Devi, took Shrichand to her father at Pakhoka, where the boy grew up serious aud God minded, studious, yet seeking the solitude of the forests again and again in order to commune with nature.

To Pakhoka came Avinash Muni, a learned Udasin sadhu, himself a disiple of Vedamuni, who lived in a cave on Abu. Avinash Muni took a liking for Shrichand and the boy was attracted by the Muni.

## STUDY IN KASHMIR

In the little boy's mind the yearning for ascetic life took some conerete form. The marvelling grandfather knew the symptoms well Shrichand, like his father, was being drawn to an unworldly life. So he decided to apply the two eternal remedies, a wife and a profession; and began negotiations for a bride and *for a teacher of Persian–then the possport to worldly* success. Shrichand was barely eleven, but he knew his own mind better than did his grandfather. He quietly obtained his mother's blessings and left for Kashmir to study Sanskrit under the great Pandit Purushottam Kaul, whose reputation had reached all parts of Northern India.

*The leaving of home and worldly life, in childhood in search of truth had been the Indian's birthright from the days of Shukadevji–Vyas's*

immortal son Shrichand possessed a wonderful memory and unrelenting application and at 14 he was the pride of Purushottam Kaul's academy; He participated in learned discussions, won academic triumph and came to be recognized as an heir to his master's learning. But the love of solitude did not leave him Again and again he went to the forest, sat in meditation and sought the Infinite Even the academy began to call him Chandromauli-Shiva Himself.

## THE INITIATION

It is one of the dicta of yoga that the right teacher only comes to him who is ripe for perfection, and so did Avinash Muni come to Kashmir and see the child whom he had once loved now a prodigy of learning Then came the call to Shrichand He was no more than boy in age, but he went to Avinash Muni one night and placed himself at his disposal The search for truth, the spread of faith, the strength of spirit and the uplifting of men were to be his mission thereafter He was initiated on Ashad Shudhi 15, S 1575 (A D 1519)

Shrichand started on the first stage of a saint s career by visiting one shrine after another, seeking inspiration by live contact with men, not for the saint to find it in the holy cave,

not the cloistered seclusion of an academy. In the course of his peregrinations he met the great Rana Sanga of Mewar, the hero and statesman who was just then fostering an internecine conflict between the Muslim Powers in order to get rid of them.

## BABAR'S INVASION

The Rana failed At the joint invitation of him and Daulat Khan Lodi of Lahore, Babar came and destroyed the Sultan in 1526 Having done that, he declared a JEHAD against the Hindus A year later, he was to smash the confederate forces of India, led by Sanga; to raise a tower of severed heads and to elevate himself to the position of the virtual master of North India.

With a loin-cloth, a gourd, a rosary, a tigerskin and a chipia (pincers) as his only possessions, Shrichand toured the country, alleviating sorrow wherever he could, From village to village he went, spending the day and night in front of a fire, collecting the devout, giving them hope, combating hostile doctrines, preaching the message of DHARMA and performing miracles.

He wrote-it is said-as had Shankaracharya, a commentary on the Brahmasutra, the Gita, and the Vedas. He initiated hundreds of disiples. As he travelled with a band of his Udasin disiples through Northern India, from Kabul to Abu, the weird, solitary, almost

aked sadhu bacame irresistible He evoked devotion mong all classes, and wherever he went he was even able o secure some relaxation of the oppressive religious measures taken by Muslim officials against the Hindus.

## MEETING WITH PRATAP

Shrichand was ageless Time refused to write his wrinkles on that changeless brow His mission continued, saw the tradition of the cult through the reigns of Babar, Humayun and Akbar and when he was at Mewar Maharana Pratap sought him out and drank of his inspiration He saw Brindavan coming into its own under the Great Akbar and was a witness of the efflorescence of the BHAKTI revival He saw saint poets rising up all over the country and singing of a new hope.

Like Bhishma Shrichand possessed the gift of dying when he willed and he did not will it At the age of 112 he was at the height of his power and influence. Inspired by him the Udasin order worked in many parts of the land Its akhadas were an organized body of formidable ascetic warriors to whom Hindus looked both for their spiritual solace and earthly protection

His great fame reached Jehangir and the Emperor received the venerable saint at Lahore

## DEATH IN LAHORE

Shrichand gave his parting message in his MATRASHASTRA, appointed four Mandaladhashis to guide the sect on Paush Krishna 5th, S 17oo 1644), he departed life on the banks of the Ravi

Thus ended a life which had seen the message of his masters very nearly destroyed by the Lodis; which had spread the message of resistance; which had met and inspired Rana Sanga, as well as Maharana Pratap; which had witnessed the BHAKTI revival during the days of Akbar and, if sectarian tradition tells the truth, had seen the threads of spiritual strength taken up by swami Ramdas, the GURU of Shivaji.

(Kulpati's Letter No. 53 to Bharatiya Vidya Bhavan, Bombay.)

Reproduced from the Hindustan Times Weekly, Sunday July 25, 1954



ઉદાસીન સંપ્રદાય શિરોમણિ
વેદદર્શનાચાર્ય મહામંડળેશ્વર સદ્‌ગુરુ સ્વામી શ્રી
પૂ. ગંગેશ્વરાનન્દજી મહારાજ

# ભૂમિકા

उदासीनम् सुखासीनमुपासीनम् रमारमम् ।
औदास्यप्रथमाचार्यम् कुमारम् वैधसम् भजे ॥ १

हंसाप्तहंसविज्ञानम् हंसं हंसविदुत्तमम् ।
हंसमानसहंसम् कुमारम् वैधसम् भजे ॥ २

ગુજરાતી જનતાની સમક્ષ જગદ્‌ગુરુ ભગવાન શ્રીચન્દ્રાચાર્યનું અનુપમ જીવનચરિત્ર આજે મૂકવામાં આવે છે એ ઘણા હર્ષની વાત છે. જે જાતિ પોતાના મહાપુરુષોના ગૌરવનું સ્મરણ ન કરે, એમના દિવ્ય ચરિત્રનું મનન ન કરે તે જાતિ પોતાનું આત્મગૌરવ શી રીતે જાળવવાની હતી ?

આપણી વિશિષ્ટ સંસ્કૃતિના પાયાને ડગમગવા ન દેવા હોય અને દિનપ્રતિદિન દૃઢતર કરવા હોય તો આપણા દેશમાં થઈ ગયેલા અનેકાનેક મહાપુરુષોના વિભૂતિમય જીવનથી આપણે પરિચિત થવું જોઈએ અને એમનાં મહાન કાર્યોમાંથી પ્રેરણા મેળવવી જોઈએ

---

૧ ઉદાસીન (બ્રહ્મસ્થ, ચતુર્થાશ્રમી) સુખાસીન, (સુખમાં, બ્રહ્માનન્દમાં સ્થિત) રમાના પતિ વિષ્ણુના ઉપાસક, ઉદાસીન સમ્પ્રદાયના પ્રથમ આચાર્ય એવા બ્રહ્માના પુત્ર કુમાર (સનત્કુમાર) ને હું ભજું છું.

૨ વિષ્ણુના હંસાવતાર વડે પ્રાપ્ત બ્રહ્મજ્ઞાનવાળા, જે જાતે પરમહંસ છે, બ્રહ્મને જાણનારાઓમાં જે શ્રેષ્ઠ છે. સાધુઓનાં મન રૂપી માનસસરોવરમાં રહેનારાઓમાંથી ઉત્તમોત્તમ હંસ એવા બ્રહ્માના પુત્ર સનત્કુમારને હું ભજું છું.

હું જાણું છું કે આજના વખતમાં ખાસ કરીને સુશિક્ષિત લોકો આ પ્રકારનાં જીવનચરિત્રોથી કંઈક વિમુખ રહે છે કારણ કે તેઓને એમ લાગે છે કે આ બધી કપોલકલ્પિત વાતો છે. આવી માન્યતા પાછળ બે કારણો રહેલાં છે. એક તો ઇતિહાસલેખકોના સમર્થનનો અભાવ અને બીજું આવાં જીવનચરિત્રોમાં આવતી ચમત્કારની વાતો સાચી માની લેવાની અનિચ્છા. પરંતુ જે ઇતિહાસ જાતે જ સંદેહયુક્ત અને વિવાદાસ્પદ છે તેના આધાર પર આપણે ક્યાં સુધી ઝઝુમીશું? વળી ઇતિહાસલેખકોની દૃષ્ટિ હંમેશાં રાજવંશ અને યુદ્ધો પર વધારે મંડાતી રહી છે એનો પણ અસ્વીકાર નહીં થઈ શકે. સ્થૂલ જગત લગી જ જેમની દૃષ્ટિમર્યાદા સીમિત રહી છે તેમની પાસેથી આધ્યાત્મિક અને ધાર્મિક જીવનપરંપરાનું પ્રમાણ શોધવું એ મહદંશે નિરર્થક છે.

હવે રહી ચમત્કારની વાત. દાર્શનિક દૃષ્ટિથી તો આખું જગત એક ચમત્કાર છે, અથવા તો કોઈ પણ ઘટના ચમત્કાર નથી. બન્ને વાતનો અર્થ એક જ છે. સ્થૂલ દૃષ્ટિથી જોઈએ તો પણ માનવજ્ઞાનના સીમાડા કેટલા સાંકડા, કેટલા ઝાંખા, કેવા પળેપળ બદલાતા રહેતા છે! એ સીમાડા પર મુસ્તાક રહીને આપણે કઈ ઘટનાને અવિશ્વાસની નજરે જોઈશું? માનવીની અવકાશયાત્રાની વાત એ પેઢી પહેલાં કોઈ સાંભળવા પણ તૈયાર થાત કે? અશ્રદ્ધા અને તિરસ્કારથી હસી કાઢત કે નહીં? તેમ છતાં આજે આપણે જોઈએ છીએ કે સામાન્ય માણસને જે

કલ્પનાતીત લાગે તે વાત સત્ય બની ચૂકી છે તેની પાછળનાં વૈજ્ઞાનિક કારણો સ્વીકારવાથી વૈજ્ઞાનિક સિદ્ધિને આપણે સત્ય તરીકે સ્વીકારીએ છીએ તેમ જ આધ્યાત્મિક ક્ષેત્રની મૂંઝવતી ઘટનાઓ પાછળના આધ્યાત્મિક કારણો શોધો અને સ્વીકારો તો જ એ સમસ્યા ઊકલશે.

દિવ્ય શક્તિ અથવા સિદ્ધિના આવિષ્કાર પાછળની પ્રક્રિયા અમારી દૃષ્ટિએ આ પ્રમાણે છે. પ્રકૃતિના ત્રણ વિભાગ, સત્ત્વ, રજ અને તમ રજોવિભાગ ક્રિયાશીલ છે, તમોવિભાગથી સ્થૂલતા ઉત્પન્ન થાય છે અને સત્ત્વવિભાગ પરધર્મ (બીજાના ગુણ) પોતાનામા પ્રગટાવે છે યોગીનો સત્ત્વગુણ જ્યારે વધે છે ત્યારે તે પ્રકૃતિ પર જીત મેળવતો જાય છે અને તેનો પોતાનો સંબંધ ચેતન સાથે જોડાય છે. એટલે ચેતન અથવા બ્રહ્મની દિવ્ય શક્તિ એનામા પ્રવેશે છે હવે પ્રકૃતિ રહી જડ એ તો ચેતનની સત્તાથી જ કાર્ય કરી શકે છે ચેતનની સાથે ગાઢ રીતે જોડાયેલા યોગીની દાસી જડ પ્રકૃતિ બને તેમા શું આશ્ચર્ય? વળી યોગશાસ્ત્ર પ્રમાણે તો સામાન્ય વ્યક્તિ પણ 'સયમ' દ્વારા સિદ્ધિઓ મેળવી શકે સયમ એટલે વિચારસંયમ. એક જ પદાર્થ કે વિષય પરત્વે લગ તાર ચિતન આથી થતી ચિત્તની એકાગ્રતા વડે માણસમા અપૂર્વ શક્તિઓનો વિકાસ થાય છે વ્યાસ, પાણિનિ, નેપોલિયન, રાવણ, કુમારિલ–આ વાતના જોઈએ તેટલા ઉદાહરણ મળી શકે તેમ છે એટ્વે ચમત્કારથી અથવા તરત સમજાય નહી એવી વાતથી અભડાઈને આઘા ખસવાની વૃત્તિ છોડી માણસે

જિજ્ઞાસુ બનવું જોઈએ અને જે લોકોત્તર વિકાસ પ્રત્યક્ષ જોઈ શકાય એમ છે તેનો સવિશેષ આવિર્ભાવ કોઈ દિવ્યાવતારધારી મહાત્મામાં ન જ હોઈ શકે એમ કલ્પી લેવું જોઈએ નહીં.

આપણા આ પ્રાચીન દેશની અતિ પ્રાચીન સંપ્રદાય-પરંપરાઓમાંથી એકનું ગૌરવવંતું સ્થાન ઉદાસીન સંપ્રદાયને મળેલું છે. એમ માનવામાં આવે છે કે સાક્ષાત્ વિષ્ણુ-

---

ઉદાસીન સંપ્રદાય અતિપ્રાચીન છે એ વિધાનના સમર્થનમાં અનેક અવતરણો મૂકી શકાય તેમ છે. મુખ્ય પુરાણોમાંથી, રામાયણમાંથી, તંત્રમાંથી તથા શ્રીમદ્ ભગવદ્‌ગીતામાંથી કેટલાંક અવતરણો અહીં જનતાની જાણ માટે રજૂ કરું છું. બ્રહ્મસંસ્થ અને ઉદાસીન એ બન્ને શબ્દો એક બીજાના પર્યાય તરીકે છાંદોગ્યાદિ ઉપનિષદોમાં તેમ જ સાંખ્યકારિકામાં ને અન્યત્ર વપરાયા છે તે યાદ રાખવું ઘટે.

सनन्दनादयो ये च पूर्वं सृष्टास्तु वेधसा।
न ते लोकेष्वसज्जन्त ह्युदासीनाः प्रजासु ते ॥
(પદ્મપુરાણ, સૃષ્ટિ ખંડ અધ્યાય ૩, શ્લોક ૧૬૯)

સૃષ્ટિની શરૂઆતમાં બ્રહ્માએ જે સનન્દન વગેરે (ચાર ભાઈઓ) ને બનાવ્યા તે સૃષ્ટિનિર્માણમાં ન પડ્યા કારણ કે તેઓ ઉદાસીન હતા.

गृहस्थस्य समासेन धर्मोऽयं द्विजसत्तम।
उदासीनः साधकश्च गृहस्थो द्विविधो भवेत्।
कुटुम्बभरणे युक्तः साधकोऽसौ गृही भवेत् ॥ ९ ॥
ऋणानि त्रीण्यपाकृत्य त्यक्त्वा भार्या धनादिकम्
एकाकी यस्तु विचरेदुदासीनः स मौक्षिकः ॥ १० ॥
(ગરુડપુરાણ અધ્યાય ૫૯)

ભગવાને હંસનું રૂપ લઈને સનત્કુમારને સૌથી પહેલાં ચતુર્થાશ્રમનો ઉપદેશ કર્યો. અને પરમહંસવૃત્તિથી સદા પ્રાહ્ી

ગૃહસ્થ બે પ્રકારના છે. એક સાધક, બીજા ઉદાસીન. કુટુંબપાલન કરનાર સાધક કહેવાય છે અને ત્રણે ઋણોમાંથી મુક્ત, સ્ત્રી, વૈભવ વગેરેને છોડી દઈ ને એકલો ફરનાર ઉદાસીન કહેવાય છે

पुत्रे निधाय वा सर्वं गत्वारण्यन्तु तत्त्ववित्।
एकाकी विचरेन्नित्यमुदासीनः समाहितः ॥
(કૂર્મપુરાણ, ઉત્તરાર્ધ, અધ્યાય ૨૭, શ્લોક ૨)

ગૃહસ્થ તરીકેની બધી જવાબદારીઓ પુત્રને સોંપીને જે તત્ત્વ જાણનાર પુરુષ વનવાસી બને છે તે વાનપ્રસ્થાશ્રમી ઉદાસીન છે.

ततः स्वधर्मनिरतान् एकग्रामनिवासिनः
अभ्यागतानुदासीनान् गृहस्थ परिपालयेत्।
( મહાનિર્વાણ તંત્ર ઉલ્લાસ ૮, શ્લોક ૪૯ )

ગૃહસ્થની ફરજ છે કે તેણે સ્વધર્મપરાયણ, એક જગ્યાએ નિવાસ કરનાર અને અભ્યાગત ઉદાસીનોની સેવા કરવી.

के न गच्छन्ति नरकं पापिष्ठं लोकगर्हणम्
सर्वमाख्याहि तत्त्वेन परं कौतूहलं हि मे।
यम उवाच—ज्ञानवंतो द्विजा ये च ये च विद्यापरंगताः
उदासीना न गच्छन्ति स्वाम्यर्थे च हता नर ॥
(વારાહપુરાણ–નાચિકેતાખ્યાન અધ્યાય ૨૦૭ શ્લોક ૨૪, ૨૬)

નારદે ધર્મને પૂછ્યું, 'લોકોમાં પાપમય ને નિન્દાને યોગ્ય ગણાતા નરકમાં કોને નથી જવું પડતું તે જાણવાની મને ઘણી ઈચ્છા છે. મને તે યથાર્થ રીતે કહો.'

સ્થિતિમાં રહી જગતમાં વિચરવા કહ્યું. ઉદાસીન શબ્દનો અર્થ પણ એ જ છે. ઉદ્=બ્રહ્મ. આસીન=સ્થિતઃ બ્રહ્મસંસ્થ,

ધર્મરાજાએ કહ્યું, 'જ્ઞાની બ્રાહ્મણો, પૂર્ણ વિદ્વાન મનુષ્યો, સ્વામીને માટે પ્રાણ સુદ્ધાં આપી દેનારા સેવકો અને ઉદાસીન મહાત્માઓ નરકમાં જતા નથી'

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते॥
(શ્રીમદ્ ભગવદ્ગીતા અધ્યાય ૧૪, શ્લોક ૨૩)

न च माम् तानि कर्माणि निबध्नन्ति धनञ्जय।
उदासीनवदासीनमसक्तम् तेषु कर्मसु॥
(શ્રીમદ્ ભગવદ્ગીતા અધ્યાય ૯, શ્લોક ૯)

જે મહાપુરુષ ઉદાસીન સાધુની માફક જીવન ગુજારે છે તેને ગુણો ચલાયમાન નથી કરતા. બધા વ્યવહારનું મૂળ કારણ ગુણ છે એમ સમજીને તે કોઈ જાતની સકામ ચેષ્ટા કરતો જ નથી

અર્જુન! કર્મ મને બન્ધનમાં નથી નાખી શકતાં કારણ કે મારી એમાં આસક્તિ નથી. હું ઉદાસીન મહાત્માઓની માફક રહું છું.

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः॥
(શ્રીમદ્ ભગવદ્ગીતા અધ્યાય ૧૨, શ્લોક ૧૬)

જેને કશાની ઇચ્છા નથી, જે પવિત્ર છે, જેણે બધાં કર્તવ્યોનો ત્યાગ કર્યો છે એટલે કે જે ચતુર્થાશ્રમી છે, જેને દુ:ખ વ્યથા નથી પહોંચાડી શકતું, મારા સ્વરૂપમાં નિપુણ તથા મારો ભક્ત એવો ઉદાસધર્મીવલમ્બી મહાત્મા મને અધિક પ્રિય છે.

उदासीना वयं नूनं न स्त्र्यपत्यार्थकामुकाः।
आत्मलब्ध्यास्महे पूर्णा गेहयोर्ज्योतिरक्रियाः॥
(ભાગવત, સ્કંધ ૧૦, અધ્યાય ૬૦, શ્લોક ૨૦)

અમે હંમેશાં ઉદાસીન-ચતુર્થાશ્રમી જ છીએ. અમને સ્ત્રી, પુત્ર, ધન વગેરેની ઇચ્છા નથી, આત્મલાભથી અમે પરિપૂર્ણ છીએ અને દીપની માફ નિષ્ક્રિય તથા સાક્ષીરૂપ છીએ.

બ્રહ્મનિષ્ઠ પરમહંસ એ સજ્ઞા સંન્યાસીઓના ચોથા પ્રકારની છે. વળી હંસની વ્યુત્પત્તિ કરતા શિખા આદિ બાહ્ય ચિહ્નોનું

---

प्रमत्तोऽहं महाभाग विद्यया वयसा धनैः ।
उदासीनं गुरुम् कृत्वा (तदवज्ञया) प्राप्तवानीदृशीं गतिम् ॥
(બૃહન્નારદીય પુરાણ અધ્યાય ૯, શ્લોક ૮૩)

વડના ઝાડમા રહેતા બ્રહ્મરાક્ષસે સુદાસ રાજાને કહ્યુ કે હે રાજા, મે ઉદાસીન મુનિ ગૌતમને મારા ગુરુ બનાવ્યા હતા પ્રમાદથી તેમની મેં અવગણના કરી એટલે મારી આવી ગતિ થઈ છે

एताश्चान्याश्च सुहृदाम् उदासीन शुभाः कथाः
आत्मसपूजनी शृण्वन् ययौ रामो महापथम् ।
(વાલ્મીકિ રામાયણ અયોધ્યા કાંડ, સર્ગ ૧૭ શ્લોક ૧૨)

વરદાનની નિન્દા અને પિતાની આજ્ઞા પાળવાનુ વ્રત લેનાર રામની પ્રશસા કરી રહેલા મિત્રોની હિતભરી વાતો સાભળતા ઉદાસીન રામ વનની તરફ ચાલી નીકળ્યા

तापस भेष विशेष उदासी । चौदह बरिस राम बनवासी ॥
(તુલસી રામાયણ, અયોધ્યા કાંડ, દોહા ૨૮ ચોપાઈ ૨)

રામે ઉદાસીન તપસ્વીઓનો વેશ ધારણ કરીને ચૌદ વર્ષ વનમા ગુજાર્યા

यह सुधि पाइ प्रयाग निवासी । बटु तापस मुनि सिद्ध उदासी॥
भरद्वाज आश्रम सब आये। देखन दशरथ सुअन सुहाये ॥
(અયોધ્યા કાંડ દોહા ૧૦૭ ચોપાઈ ૧)

દશરથના પુત્ર રામના આવવાના સમાચાર સાભળીને પ્રયાગમા રહેનાર ઋષિમાદિ સિદ્ધિસપન્ન ઉદાસીન મહાત્માઓ, બ્રહ્મચારીઓ, ગૃહસ્થ, વાનપ્રસ્થ, પરિવ્રાજક એટલે કે સમસ્ત સ્થાનિક ઉદાસીન જનતા એમના દર્શન માટે ભરદ્વાજના આશ્રમમા આવી

सुनहु भरत हम झूठ न कहहीं। उदासीन तापस बन रहहीं॥
(અયોધ્યા કાંડ, દોહા ૨૦૯, ચોપાઈ ૨)

ભરદ્વાજ મુનિ ભરતને કહે છે, હુ સત્ય કહુ છુ, હુ વનવાસી ઉદાસીનસપ્રદાયાનુયાયી તાપસ છુ.

હનન કરનાર એમ પણ અર્થ થાય છે. સનતકુમારને સૌથી પહેલા ઉદાસીન આચાર્ય માનતાં ઉદાસીનોની મુનિપરંપરા નીચે પ્રમાણે ગણાય છે.×

---

× આ વાતનો આધાર ઋગ્વેદમાં મળી આવે છે. એમાં વપરાયેલો 'સુદાસ' શબ્દ 'ઉદાસ' નો પર્યાય છે. ઉત્+આસ=ઉદાસ. સુ+ઉત્+આસ =સુદાસ. પ્રથમાક્ષર પછીથી હ્રસ્વ થઈને 'સુદાસ' શબ્દ બની ગયો હોય એમ લાગે છે. જેમકે 'ઈડસ'માંથી 'ઈ' હ્રસ્વ થઈને 'ઇડસ' શબ્દ બન્યો છે. વિશેષ જિજ્ઞાસા હોય તેમણે મારો 'શ્રૌતમુનિચરિતામૃત' ગ્રંથ જોવો, જેમાં ઋગ્વેદના નીચેના ૧૮ મંત્રો પર દ્વિતીય પ્રવાહના ચોથા તરંગમાં સવિસ્તર ટીકા આપી છે.

ઋગ્વેદ મંડળ, ૭, સૂક્ત ૧૮, મંત્ર ૨૨, ૨૪, ૨૫.
મંડળ ૭, સૂક્ત ૩૨, મંત્ર ૧૦.
મંડળ ૫, સૂક્ત ૫૩, મંત્ર ૨.
મંડળ ૭, સૂક્ત ૧૮, મંત્ર ૫.
મંડળ ૭, સૂક્ત ૨૮, મંત્ર ૯.
મંડળ ૩, સૂક્ત ૫૩, મંત્ર ૧૧, ૯.
મંડળ ૭, સૂક્ત ૮૩, મંત્ર ૮, ૧.
મંડળ ૧, સૂક્ત ૧૧૨, મંત્ર ૧૯.
મંડળ ૭, સૂક્ત ૮૩, મંત્ર ૭, ૪, ૬.
મંડળ ૧, સૂક્ત ૪૭, મંત્ર ૬.
મંડળ ૧, સૂક્ત ૬૩, મંત્ર ૧૭.
મંડળ ૭, સૂક્ત ૧૮, મંત્ર ૨૩.

| | |
|---|---|
| ૧ સનત્કુમાર | ૨૪ પદ્મ |
| ૨ નારદ | ૨૫ કૃષ્ણ |
| ૩ બાભ્રવ્ય | ૨૬ શિવદેવ |
| ૪ દાલ્ભ્ય | ૨૭ ઋતુદેવ |
| ૫ જયમુનિ | ૨૮ વામદેવ |
| ૬ સંજીવન | ૨૯ તિલક |
| ૭ દેવ | ૩૦ ગગન |
| ૮ અરવિન્દ | ૩૧ વિબુધ |
| ૯ ગોવિન્દ | ૩૨ સુદેવ |
| ૧૦ સહસ્રભાનુ | ૩૩ ભૂદેવ |
| ૧૧ શતભાનુ | ૩૪ શાન્ત |
| ૧૨ ચિત્રભાનુ | ૩૫ સત્ય |
| ૧૩ વરદ | ૩૬ વિધિદેવ |
| ૧૪ દિવ્ય | ૩૭ નિધિદેવ |
| ૧૫ સુધર્મ | ૩૮ વિજન |
| ૧૬ સુવર્મ | ૩૯ સુજન |
| ૧૭ આદિત્ય | ૪૦ શ્રુતિસિદ્ધ |
| ૧૮ રામ | ૪૧ માધવ |
| ૧૯ ભૂરિસેન | ૪૨ મનોહર |
| ૨૦ મહાસેન | ૪૩ ધર્મધ્વજ |
| ૨૧ હિમાંશુ | ૪૪ જયધ્વજ |
| ૨૨ ગોપાલ | ૪૫ ગિરિધર |
| ૨૩ નારાયણ | ૪૬ સત્યસન્ધ |

૪૭ પ્રહ્લાદેવ
૪૮ વિશાત
૪૯ યોગીન્દ્ર
૫૦ રવીન્દ્ર
૫૧ આજ્ઞ
૫૨ શ્રીશ
૫૩ દેવેશ
૫૪ ચિદાનન્દ
૫૫ સુજ્ઞાન
૫૬ વિજ્ઞાન
૫૭ શુદ્ધ
૫૮ વિશુદ્ધ
૫૯ લોકેશ
૬૦ આચરણ
૬૧ સુભૂષણ
૬૨ સિદ્ધ
૬૩ નૃદેવ
૬૪ નરેન્દ્ર
૬૫ દેવવાન્
૬૬ પ્રતાપવાન્
૬૭ સુધાકર
૬૮ રત્નાકર
૬૯ હિમકર
૭૦ દેવરાજ
૭૧ સુરાત
૭૨ વિષ્ણુ
૭૩ શંકર
૭૪ હિરણ્ય
૭૫ સુવેશ
૭૬ રિપુજિત્
૭૭ મદનજિત્
૭૮ આલોક
૭૯ સુલોક
૮૦ સુકીર્તિ
૮૧ પુણ્યકીર્તિ
૮૨ લોકપાલ
૮૩ સુયત્ન
૮૪ સુનય
૮૫ અભય
૮૬ રોચિષ્ણુ
૮૭ દીપન
૮૮ સુતેજ
૮૯ સુતપ
૯૦ ચંદ્ર
૯૧ ત્રિનયન
૯૨ હરિનારાયણ

| | |
|---|---|
| ૯૩ સુલોચન | ૧૧૭ સુરથ |
| ૯૪ પ્રલોચન | ૧૧૮ સુવર્ચા |
| ૯૫ બ્રહ્મબોધ | ૧૧૯ શોભન |
| ૯૬ વિરજ | ૧૨૦ હારીત |
| ૯૭ સુજન્મા | ૧૨૧ સુમના |
| ૯૮ સુશર્મા | ૧૨૨ બ્રહ્મદત્ત |
| ૯૯ સુધામ | ૧૨૩ તપોધન |
| ૧૦૦ ત્રિલોક | ૧૨૪ શુચિ |
| ૧૦૧ ભીષ્મ | ૧૨૫ પૂર્ણ |
| ૧૦૨ સુખદ | ૧૨૬ હર્ષણ |
| ૧૦૩ મંગલ | ૧૨૭ તોષણ |
| ૧૦૪ પુંડરીક | ૧૨૮ દિવાકર |
| ૧૦૫ જિતાનન્દ | ૧૨૯ સુચિત |
| ૧૦૬ મહેશ | ૧૩૦ સુવૃત્ત |
| ૧૦૭ શક્તિ | ૧૩૧ શમવિત્ત |
| ૧૦૮ શાન્તિ | ૧૩૨ સુધન |
| ૧૦૯ હંસ | ૧૩૩ પ્રિયંવદ |
| ૧૧૦ સુસંગ | ૧૩૪ શ્વેતકેતુ |
| ૧૧૧ અસંગ | ૧૩૫ વિધૂત |
| ૧૧૨ વિજ્ઞ | ૧૩૬ સુધન્વા |
| ૧૧૩ કૃતાર્થ | ૧૩૭ પ્રસ્તવ |
| ૧૧૪ સુબોધ | ૧૩૮ વીતહવ્ય |
| ૧૧૫ કુંડલ | ૧૩૯ રુદ્રજવ |
| ૧૧૬ બૃહદ્રથ | ૧૪૦ પિજવન |

૧૪૧ ઉદય
૧૪૨ સ્વપ્રકાશ
૧૪૩ સ્વતઃસિદ્ધ
૧૪૪ પ્રભાકર
૧૪૫ ચ્યવન
૧૪૬ શામપ્રિય
૧૪૭ લોકપ્રિય
૧૪૮ પ્રભુપ્રસાદ
૧૪૯ હરિનિરૂપણ
૧૫૦ નહુષ
૧૫૧ વિશ્વશ્રવા
૧૫૨ સુયશા
૧૫૩ ધર્મસેતુ
૧૫૪ ચિત્રકેતુ
૧૫૫ લક્ષ્મીર
૧૫૬ સુમેરુ
૧૫૭ હરિગંભીર
૧૫૮ ઋષિરામ
૧૫૯ ચતુર્ભુજ
૧૬૦ ભાસ્કર
૧૬૧ રામરતિ
૧૬૨ અતીત
૧૬૩ વેદ
૧૬૪ અવિનાશી
૧૬૫ શ્રીચન્દ્રદેવ

આ મુનિઓમાંથી માત્ર એકવીસ મુનિઓ વિશે થોડી માહિતી મળી છે. એમાંના સૌથી પહેલા સનત્કુમાર. તેઓ સ્વભાવથી જ વૈરાગ્ય વૃત્તિનાહતા અને ગુરુ મળ્યા શ્રી નારાયણ. એ ગુરુશિષ્યના પ્રથમ જ્ઞાનવૈરાગ્ય વિષયક વાર્તાલાપમાં જિજ્ઞાસુઓને ઘણું જાણવાનું મળશે. એમણે નારદને દીક્ષા આપી અને ચતુર્થાશ્રમ પરંપરા ચાલુ થઈ.

નારદને કોણ નથી જાણતું ? યુક્તિપ્રયુક્તિ અજમાવવામાં નિપુણ નારદજી કોઈ પણ ઉપાયે ચાલુ રીતરસમના સુખી જીવનમાં ક્ષોભ પેદા કરી અંતે આત્મકલ્યાણને માર્ગે

જીવાત્માઓ વળે એવું કરતા. ભક્તિસૂત્રની રચના તેમણે કરી હતી અને રામાયણની કથા પણ સૌથી પહેલાં તેમણે જ વાલ્મીકિને સંભળાવી હતી.

નારદના શિષ્ય અને બભ્રુના વંશજ બાભ્રવ્ય કુશિક ગોત્રના હતા. એમનો ઉલ્લેખ સ્કન્દપુરાણના માહેશ્વરખંડાન્તર્ગત કૌમારિકાખંડના ૫૪મા અધ્યાયના ૨૭ થી ૪૩ શ્લોકમાં છે. તેમનું બીજું નામ પાંચાલ હતું. (તેમણે વેદની ક્રમસંહિતા બનાવીને શિષ્યોને શીખવાડી હતી. એ વાતનો ઉલ્લેખ ભગવાન વેદવ્યાસે મહાભારતમાં અને ભાષ્યકાર ઉવ્વટે 'ઋક્પ્રતિશાખ્ય' ગ્રન્થમાં કર્યો છે.)

બાભ્રવ્યના શિષ્ય દાલ્ભ્ય મુનિના પિતાનું નામ ચિકિતાયન હતું અને ગોત્ર દાલ્ભ્ય હતું. તેઓ ચૈકિતાયન દાલ્ભ્ય કહેવાતા. તેઓ તથા તેમના બે મિત્રો શિલક શાલાવત્ય અને પ્રવાહણ જૈવલિ ઉદ્ગીથના વિદ્વાન હતા. છાંદોગ્ય ઉપનિષદના પ્રથમ પ્રપાઠકના આઠમા ખંડમાં આ ત્રણ મિત્રોને સામવેદના મૂળ વિશે ચર્ચા કરતા વર્ણવવામાં આવ્યા છે. એમણે અન્નવિધાનો આવિષ્કાર કર્યો (છાંદોગ્ય ઉપનિષદ પ્ર. ૧. ખંડ ૧૨, મંત્ર ૫) અને અર્જુનને ત્યાગનો ઉપદેશ કર્યો એમ જાણવા મળે છે. એ રીતે તેઓ વિ. સં. ના ૩૧૦૦ વર્ષ પહેલાં થઈ ગયા એમ ગણી શકાય.

દાલ્ભ્યના શિષ્ય જયમુનિએ ઠેરઠેર આવાસ બંધાવી મહાભારતનો પ્રચાર કર્યો. તેમના શિષ્ય સંજીવન મુનિ પાસે સંજીવની વિદ્યા હતી. તે તેમણે કશ્યપ મુનિના પુત્ર

કાશ્યપને આપી હતી યુધિષ્ઠિર પછીની પહેલી સદીમાં થયેલા આ મુનિ પછી લગભગ ૭૦૦ વર્ષ સુધીનો ઇતિહાસ લુપ્તપ્રાય છે. ત્યાર પછી થયેલા નારાયણમુનિના શિષ્ય અને ગુરુપરંપરાથી ચોવીસમા સ્થાને આવતા પદ્મમુનિએ ચાર્વાક-મતનું ખંડન કર્યું અને વિખ્યાત વ્યાકરણશાસ્ત્રી પાણિનિને મંત્રદીક્ષા આપી. ત્યાર પછી ત્રણસો વર્ષે એટલે યુધિષ્ઠિરની ૧૧મી શતાબ્દીમાં થયેલા વિધિદેવ ગોદાવરીતટે ત્ર્યંબકેશ્વરમાં નિવાસ કરતા હતા અને સત્યમુનિના શિષ્ય હતા. તેમણે પોતાના મિત્ર અને સહાધ્યાયી વ્યાડિ પાસે વેદાભ્યાસના નિયમોનો ગ્રન્થ ‘વિકૃતિવલ્લી’ લખાવ્યો અને પાણિનિના વ્યાકરણ પર ‘સંગ્રહ’ નામે વ્યાખ્યા લખાવી જે હાલ ઉપલબ્ધ નથી.

સુજન મુનિના શિષ્ય શ્રુતિસિદ્ધ યુધિષ્ઠિરના બારમા સૈકામાં થયા. તેમણે ‘નિઘંટુ’ ગ્રન્થ લખ્યો તેમાં વેદના અઘરા શબ્દોની સૂચિ છે. અને એક અર્થના શબ્દો એક સાથે આપ્યા હોવાથી એક રીતે એ કોશની ગરજ પણ સારે છે. આ ‘નિઘંટુ’ ગ્રન્થ તેમણે પછી યાસ્કને આપ્યો અને તેના પર ‘નિરુક્ત’ નામે ભાષ્ય લખાવ્યું. આ બે ગ્રન્થો વેદાભ્યાસ માટે અત્યંત ઉપયોગી બન્યા.

વિ. સં. પૂર્વે ૫૦૦ વર્ષે હિરણ્યકેશ મુનિના શિષ્ય સુવેશ મુનિ થયા. તેઓએ બૌદ્ધધર્મના જાણીતા અનુયાયી રાજા બિંબિસારના પુત્ર અજાતશત્રુને તથા શ્રાવસ્તિના રાજા પ્રસેનજીતના પુત્ર વિરુદ્ધકને વેદધર્મી બનાવ્યા. તથા ગૌતમ

બુદ્ધના પિતરાઈ ભાઈ દેવદત્તને વેદધર્મ તરફ વાળી તેની પાસે પ્રચારકાર્ય કરાવ્યું. આ મુનિ પણ નારદજીની પેઠે ધર્મના પ્રચાર માટે રાજનૈતિક ઇલાજ અજમાવતા હતા.

સિકન્દરની ચડાઈ ભારતવર્ષ પર થઈ તે સમયે લોકપાલમુનિના શિષ્ય સુયત્નમુનિ ઉદાસીન સંપ્રદાયના અગ્રણી હતા. તેઓ પરદેશમાં ધર્મપ્રચાર માટે પોતાના ચૂંટી કાઢેલા શિષ્યોનાં મંડળો મોકલતા. આ બધાં મંડળો દર ત્રીજે વર્ષે અધિક માસમાં ભેગાં મળે અને તેમનો અહેવાલ રજૂ કરે એવી પ્રથા તેમણે દાખલ કરી હતી. તેઓ બધાં મંડળોના ઉપરી હોવાથી મહામંડળેશ્વર કહેવાતા અને તપ, તત્ત્વજ્ઞાન તથા જનતામાં પ્રચાર એ ત્રણ વાત પર ખાસ ભાર મૂકતા. ઉદાસીનો માટે તેમણે આમ એક ઉમદા પ્રણાલિકા સ્થાપી હતી. તેમના ગુરુના ગુરુભાઈ પ્રતાપવાન મુનિ હતા. સુયત્ન મુનિએ આ પ્રતાપવાન મુનિના શિષ્ય સુપેણ મુનિને એક વખત થોડા સમય માટે પોતાની ગેરહાજરીમાં મંડળેશ્વર સ્થાપ્યા હતા આ સુપેણમુનિએ ચંદ્રગુપ્ત મૌર્યને દીક્ષા આપી હતી.

આ વાતનો ઉલ્લેખ 'ઉદાસસંપ્રદાયમાત્રા' નામના દાક્ષિણાત્ય ગુરુદાસે લખેલા ગ્રંથમાં મળી આવે છે એમાં નીચે પ્રમાણે પંક્તિઓ છે·

તીનકે ભયે મહાવ્રતધારી નામ સુપેણ મુનિ અધિકારી,
ચંદ્રગુપ્ત નૃપકો ઉપદેશા, ત્યજ્યો રાજ સો ભયે રિખેશા

ચંદ્રગુપ્તે સુપેણ મુનિના ઉપદેશથી પ્રભાવિત થઈને

રાજામાંથી ઋષિ–ઋષિઓના રાજા બનાવનારી દીક્ષા ગ્રહણ કરી તે અહીં સ્પષ્ટ થાય છે. કેટલાક જૈન ગ્રંથોમાં સમ્રાટ ચંદ્રગુપ્તને જૈનધર્મી વર્ણવવામાં આવેલો જોઈને મને એ વાત અનુચિત લાગતી હતી કારણ કે સનાતન ધર્મમાં દૃઢ આસ્થા રાખનારા પ્રખર વિદ્વાન ચાણક્યનો શિષ્ય જૈન હોય એ તર્કસંગત લાગતું નહોતું. 'ઉદાસસંપ્રદાયમાત્રા' માંનો ઉપરોકત ઉલ્લેખ જોઈ મારા મનનું સમાધાન થયું.

આ જ સમ્રાટ્ ચંદ્રગુપ્તને સંકટ સમયે સુયત્નમુનિએ ધૈર્યનો ઉપદેશ કર્યો હતો જેનાથી પ્રભાવિત થયેલા ચંદ્રગુપ્તે પાટલિપુત્રમાં મુનિશ્રીની તથા સાધુસમાજની ઘણી સુંદર સેવા કરી હતી. આ મુનિ ઈ. સ. પૂ. ૩૦૨ની સાલમાં બ્રહ્મલીન થયા.

સુયત્નમુનિના શિષ્ય સુનયમુનિ ઈ. સ. પૂ. ૨૭૫માં મહામંડળેશ્વર બન્યા. તેઓ સમ્રાટ્ અશોકના સમકાલીન હતા. અશોકે બૌદ્ધધર્મની દીક્ષા લીધી તેથી જનતા પર તેનો ઘણો પ્રભાવ પડયો. ઘણા હિન્દુઓ અને તેમાંયે કેટલાક ઉદાસીન ચતુર્થાશ્રમીઓએ બૌદ્ધધર્મ સ્વીકાર્યો એટલે સમયની પ્રતિકૂળતા જોઈ સુનયમુનિ પોતાનાં બધાં મુનિમંડળોને કાશ્મીર લઈ ગયા અને તેમને યોગાભ્યાસ તરફ વિશેષ ધ્યાન આપવાનો આદેશ કર્યો.

સુનયમુનિના શિષ્યોમાંથી અભયમુનિએ યોગદ્વારા સિદ્ધિઓ પ્રાપ્ત કરી. રાજકુમાર કુણાલને અપરમાના ષડ્યંત્રને પ્રતાપે નેત્રો ખોવાં પડેલાં તે સુવિદિત છે. કુણાલનો પુત્ર જલૌક કુણાલને અભયમુનિ પાસે લઈ ગયો. મુનિના યત્ન-

કુંડની ભસ્મથી કુણાલને દૃષ્ટિ પ્રાપ્ત થઈ આથી પિતાપુત્ર બન્નેની આસ્થા વધી અને તેઓએ ઉદાસીન ધર્મની દીક્ષા લીધી. જલૌક અને તેની રાણી ઈશાનદેવીએ કાશ્મીરમાં અનેક દેવમંદિરો બાંધ્યાં. એમાં સૌથી પ્રખ્યાત તીર્થસ્થાન તે મટન-માર્તંડમંદિર, જ્યાં સૂર્યની મૂર્તિ છે. આ પ્રસંગને લીધે મુનિઓને ધર્મપ્રચારમાં મદદ મળી.

અભયમુનિના શિષ્ય રોચિષ્ણુમુનિ પણ યોગસિદ્ધ હતા તેઓ પાટલિપુત્રના રાજા બૃહદ્રથના સમકાલીન હતા. તેમણે અનેક વર્ષના ગાળા પછી ફરી પાછી મગધમાં રાજગૃહ નગરમાં બધાં મંડળોની પરિષદ બોલાવી. ત્યાંના તેમના તેજસ્વી પ્રવચનથી આકર્ષાઈ શુંગ વંશનો પુષ્યમિત્ર વૈદિક ધર્મનો અનુયાયી બન્યો. એ જ પુષ્યમિત્રે પાછળથી રાજા બન્યા બાદ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો, જેમાં પાતંજલિ હાજર રહ્યા હતા.

સુતપામુનિના શિષ્ય ચંદ્રમુનિનું સ્થાન પરંપરામાં નેવુંમું છે. તેઓ રાજા વિક્રમના, કવિ કાલિદાસના તથા રાજા ભર્તૃહરિના ગુરુ હતા.

પરંપરાથી એકસો છઠ્ઠા મહેશમુનિ જિતાનન્દના શિષ્ય હતા. તેઓ લિચ્છવી તથા પાટલિપુત્રના સ્વામી ચંદ્રગુપ્તના ગુરુ હતા અને યજ્ઞાદિ કાર્યો તથા પૂર્વજોના સ્મારકના પુનરુદ્ધાર પર ખાસ ભાર મૂકતા.

એકસોવીસમા સ્થાન પર જેમનું નામ છે તે હારીત મુનિના ગુરુ શોભનમુનિએ શિષ્યને ખૂબ પ્રેરણા પાઈ

હતી. હારીતમુનિએ કનોજમાં વિ. સં. ૭૪૨ના વર્ષમાં વૈદિક ધર્મના અનુયાયીઓની સભા બોલાવી હતી અને કેવળ ત્યાગ પર ભાર મૂકવાથી શાસ્ત્રવિહિત કર્મમાર્ગનો લોપ થતો જાય છે એ વાત સમજાવી હતી. પૂર્વમીમાંસા જેવા ધોરણનો ગ્રન્થ રચાવવાની તેમની તીવ્ર ઇચ્છા હતી. અને તે માટે તેઓ સુયોગ્ય શિષ્ય શોધતા હતા. પ્રભુકૃપાથી તેમની ઇચ્છા પૂર્ણ થઈ અને તેમને કુમારિલનો ભેટો થઈ ગયો. મુનિશ્રીએ જાતે કુમારિલને 'પૂર્વમીમાંસા' 'શાબર-ભાષ્ય' વગેરે ગ્રંથો શીખવ્યા. કુમારિલની વિદ્વત્તા અને એનો ઇતિહાસ તો સુપ્રસિદ્ધ છે જ. હારીત મુનિને બીજો પણ એક સુયોગ્ય શિષ્ય મળ્યો, જે શાસ્ત્રનિપુણ નહોતો પણ શસ્ત્રનિપુણ હતો. તે બાપ્પા રાવળ, એકલિંગજીનો ભક્ત અને મેવાડનો અધિપતિ.

હારીતમુનિ બાદ ૫૦૦ વર્ષ પછી રાજસ્થાનમાં લોક-પ્રિય મુનિનો જન્મ થયો. પરંપરા પ્રમાણે તેમનું સ્થાન એકસો સુડતાલીસમું છે. તેઓ શામપ્રિયના શિષ્ય હતા અને તેમણે વિ. સં. ૧૧૮૬માં સોળ વર્ષની વયે દીક્ષા લીધી હતી. 'ઉદાસીનમંજરી' અને 'ઉદાસ ધર્મ દિવાકર' નામના ગ્રંથોમાં તેમનો ઉલ્લેખ છે. અજમેરનો રાજા અજય-પાળ લોકપ્રિય મુનિનો ગુરુભાઈ હતો. તેનો પુત્ર આનાએ લોકપ્રિય મુનિની પ્રેરણાથી મુસલમાનોનું આક્રમણ ટાળવાના પ્રયત્ન કર્યા. વળી આનાનો પુત્ર વીસળદેવ પણ મુનિજીનો શિષ્ય બન્યો અને મોટપણમાં તેણે પણ મુસલમાનોને હઠાવવા તથા હિન્દુઓનું સંગઠન કરવા તરફ લક્ષ આપ્યું.

સોળમી સદીમાં અજમેરમાં એક વિદ્વાન બ્રાહ્મણને ત્યાં અવિનાશી મુનિનો જન્મ થયો. તેઓનુ સ્થાન પરંપરાથી એકસો ચોસઠમું છે અને તેઓ જ આ જીવનચરિત્રના નાયક શ્રીચંદ્રજીના ગુરુદેવ હતા અવિનાશી મુનિએ ચોવીસ વર્ષની ઉમરે વિ સં. ૧૫૩૮માં વેદમુનિ પાસેથી ઉદાસીન સંપ્રદાયની દીક્ષા લીધી હતી. આબુ પર્વત ઉપર જેમાંથી ચાર ક્ષત્રિય કુળો ઉત્પન્ન થયાં હતાં તે યજ્ઞકુંડના અવશેષો જોઈને મુનિશ્રીને વિચાર આવ્યો કે મારે પણ ધર્મની રક્ષા કરવા માટે વીર ક્ષત્રિયો ઉત્પન્ન કરવા જોઈએ. કદાચ આ સંકલ્પના બળથી જ પંજાબમાં વેદી કુલના ક્ષત્રિય બાળક શ્રીચન્દ્રજી સાથે તેમની મુલાકાત થઈ હશે અને આ સુભગ મણિકાંચન યોગથી ભારતના ધાર્મિક જીવનમાં ઉત્સાહની નવી ભરતી આવી હશે.

શ્રી અવિનાશી મુનિ જ શ્રીચન્દ્રાચાર્યના ગુરુ હતા એ વાતનું પ્રમાણ આપણને માત્રાશાસ્ત્રમ્ નામના આધારભૂત ગ્રંથમાથી મળી આવે છે

'સાધુ સુમન ચન્દ્રિકા' અને 'નિર્વાણગંજ' નામક ગ્રંથોના લેખક શ્રી પ્રીતમદાસજી મુનિએ ૧૯મી સદીમા ઉદાસીન પંચાયતી બડા અખાડાની સ્થાપના કરી. તેઓશ્રી ઘણા જ વિદ્વાન અને સાધુસમાજના પૂજ્ય હતા તેઓ દાક્ષિણાત્ય એટલે કે વર્ધા,—આકોલા જીલ્લાના અમરાવતી શહેરના રહીશ હતા. તેઓનો જન્મ ૧૮૦૭માં થયો અને ૧૮૮૮માં તેઓ નિર્વાણ પામ્યા. તેઓના 'નિર્વાણગંજ'માં પુરાણો તથા યોગવાસિષ્ઠ પરનો ઉપદેશ છે જ્યારે 'સાધુ-

સુમન ચંદ્રિકા'માં સાધુઓના જીવનનો ઇતિહાસ છે. આવાં એક સર્વમાન્ય અને આદરણીય વિદ્વાન માત્રાશાસ્ત્રની

કહુ રે બાલ કિન્હે મૂંડા કિન્હે મૂંડાયા,
કિસકા ભેજા નગરી આયા ॥ १ ॥
સદ્ગુરુ મૂંડા લેખં મૂંડાયા,
ગુરુકા ભેજા નગરી આયા. ॥ २ ॥
ગુરુ અવિનાશી ખેલ રચાયા
અગમનિગમકા પન્થ બતાયા ॥ ४ ॥

પંક્તિઓ પર સંસ્કૃતમાં ટીકા કરતાં સદ્ગુરુ શબ્દ શ્રી અવિનાશી મુનિનો ઉલ્લેખ કરવા જ વપરાયો છે એમ સાફ સાફ જણાવે છે. અવિનાશીનો અર્થ પરમાત્મા પણ થઈ શકે પરંતુ અહીં તો શ્રી પ્રીતમદાસજી જેવાનો આધાર છે એટલે આપણે ખાતરીથી કહી શકીએ કે શ્રીચન્દ્રાચાર્યજી અવિનાશી મુનિને હાથે ઉદાસીન સંપ્રદાયમાં જ દીક્ષિત થયા હતા.

માત્રાશાસ્ત્ર ઉપરની 'ભાવપ્રસાદિની' નામની શ્લોકબદ્ધ ટીકા લખનાર સ્વામી રામસ્વરૂપજી પણ સંપ્રદાયના ઇતિહાસનો બહુ સૂક્ષ્મતાથી અભ્યાસ કરી ચૂકયા છે. તેઓ વૈયાકરણ, દાર્શનિક અને કવિ છે અને એમણે પણ આ જ પાઠ આપ્યો છે.

क्रीडामात्रं जगच्चक्रेऽविनाशी मे गुरुस्तथा
श्रौतमुपादिशन्मार्गम् पुराणलब्धुमीश्वरम् ॥७॥
अविनाशिगुरुः शब्द आवृत्याथद्रयानुगः
पकः सर्वगुरुस्त्वादिरन्योन्तरदेशिकः ॥१०॥
(ભાવપ્રસાદિની)

વળી 'શ્રુતિસંવાદિની'માં સ્વામી યોગીન્દ્રાનન્દ પણ એ જ વાત પર ભાર મૂકે છે કે શ્રી અવિનાશી મુનિએ જ શ્રીચન્દ્રજીને દીક્ષા આપી.*

શ્રીચંદ્રાચાર્યના જીવન ઉપરનું સંસ્કૃત મહાકાવ્ય 'શ્રીચંદ્રદિગ્વિજય' જેમણે લખ્યું છે તે કવિવર અખિલાનન્દ સનાતન ધર્મના પ્રચારક હોવા ઉપરાંત વેદોના પ્રકાંડ વિદ્વાન છે. તેઓશ્રીની રચના ખૂબ જ કર્ણમધુર, સુસ્પષ્ટ, ભાવવાહી છતાં અર્થગંભીર છે. આવા શ્રીચન્દ્રજીના જીવનના ઊંડા અભ્યાસીએ પણ પોતાના કાવ્યના છઠ્ઠા સર્ગના ૭૫મા શ્લોકમાં ખૂબ સ્પષ્ટતાથી લખ્યું છે કે

यस्माद्दीक्षामवाप्य श्रुतिपथमतनोभ्दारते भारतेन्दु
र्यस्मिन्नस्तं प्रयातः खलदलनिकषे धैर्यराशौ मुनीन्द्रे।
यः श्रीचन्द्रं समेत्य स्वमनसि निहितं पूरयामास सर्वं
सोऽयं लोकेऽविनाशी जयति मुनिगुरु सर्वदा सर्वमान्यः॥

જેમની પાસેથી ઉદાસીન ધર્મની દીક્ષા લઈને શ્રીચન્દ્ર ભગવાન ભારતમાં વૈદિક માર્ગની વૃદ્ધિ માટે તત્પર થયા અને જેમને જોઈને શત્રુઓ જાતે જ પરાજિત થઈ ગયા તેમ જ જેઓ મુનિવર શ્રીચન્દ્ર જેવા લાયક શિષ્યને પામીને પોતાના મનના બધા શુભ સંકલ્પો પાર પાડી શક્યા તે સૌના પૂજ્ય અવિનાશીમુનિનો જય થાઓ

એટલે શ્રીચન્દ્રાચાર્ય શ્રી અવિનાશીમુનિના જ સુયોગ્ય

---

*गुरुरविनाशीत्यादि। अविनाशिनामा दीक्षागुरुररचत खेलाम्=लीलाम् जगत् इत्यर्थः

અને પ્રિય શિષ્ય હતા અને તેમને હાથે જ પોતાના ગુરુદેવના સંકલ્પની સિદ્ધિ થઈ એ વાતમાં હવે કોઈ શંકા ઉપસ્થિત કરી શકાય એમ નથી.

શ્રીચન્દ્રાચાર્યના દિવ્ય, વિભૂતિમય જીવન વિશે તો શું લખવું ? આ પુસ્તક જ એટલા માટે આપની સમક્ષ પ્રસ્તુત છે. વળી શ્રીચન્દ્રાચાર્ય વિશેના શ્રી. કનૈયાલાલ મુનશીના અંગ્રેજી લેખનું અવતરણ પણ અન્યત્ર આપવામાં આવ્યું છે. તેમ છતા બે ચાર વાતો તરફ આપનું ખાસ ધ્યાન ખેંચવાનું મન થાય છે.

મુસલમાની રાજ્ય સામે વિરોધનો પ્રબળ પક્ષ ઊભો કરનાર છત્રપતિ શિવાજીના ગુરુ સમર્થ રામદાસને શ્રીચન્દ્રાચાર્યની મુલાકાતનું સદ્‌ભાગ્ય સાંપડ્યું હતું તથા એ મુલાકાતમાંથી એમને પ્રેરણાનું અમૃત મળ્યું હતું એ ઘટના ઐતિહાસિક દૃષ્ટિએ ઘણી મહત્ત્વની છે. મારા 'શ્રૌતમુનિચરિતામૃત' ગ્રંથમાં આ પ્રસંગનું સવિસ્તર વર્ણન છે તે જિજ્ઞાસુઓએ જોઈ લેવું. તદુપરાત કવિવર અખિલાનન્દજીએ પણ એ પ્રસંગ શ્રીચંદ્રદિગ્વિજયના તેરમા સર્ગમાં ૪૦૧ થી ૪૧૬ શ્લોકમાં વર્ણવ્યો છે, શ્રી. પદ્માવતી દેસાઈએ 'ઉદાસીનમુનિ પરિચય' નામના પુસ્તકમાં લખ્યું છે કે સમર્થ રામદાસને પૂર્વાવસ્થામાં ફક્ત અઢાર વર્ષની વયે ટાકલી ગામમાં ભગવાન શ્રીચન્દ્રના દર્શન થયાં હતાં. તે વેળાએ તેમનું નામ નારાયણ હતું અને તપ વૈરાગ્ય તરફ તેમની તીવ્ર અભિરુચિ હતી. જગદ્‌ગુરુ શ્રીચન્દ્ર મહારાજે તેમને એકાંતમાં યોગાભ્યાસ કરવાને બદલે તીર્થાટન કરી. પૂર્વજોનાં પવિત્ર યાત્રાધામોની કેવી દુર્ગતિ થઈ છે તે નજરે નિહાળવાનો અને પછીથી કોઈ સુયોગ્ય ક્ષત્રિય શિષ્ય દ્વારા એ

પરિસ્થિતિ નિવારી સનાતન ધર્મની રક્ષા માટે પ્રયત્ન કરવાનો ઉપદેશ આપ્યો. ત્યાર પછી પણ નારાયણના ઉત્સાહમાં વૃદ્ધિ થયેલી ન જોતાં તેઓશ્રીએ સ્પષ્ટ ભવિષ્યવાણી ભાખી કે ટૂંક સમયમાં શિવનેરમા તમારા મનોરથ સફળ બનાવનાર બાળક જન્મશે.

મહાપુરુષોનાં વચન કદી પણ મિથ્યા જતાં નથી. આ આગાહી કેવી સાચી પડી તે આપણને ઇતિહાસ કહે છે.

કવિવર અખિલાનન્દ પણ આ વાતનો ઉલ્લેખ કરતાં કહે છે:

सिन्धुदेशमनुप्राप्तं मुनिमाकर्ण्य भूमिपः ।
प्रतापसिंहो मेवाडभूमितो मुनिमन्वगात् ॥
શ્રી ચંદ્રદિગ્વિજય સર્ગ ૧૩, શ્લોક ૪૫

એવી જ રીતે બાપ્પા રાવળના વંશજ શૂરા રાણા પ્રતાપને પણ તેના મંત્રી ભામાશાહના આગ્રહથી શ્રી ચન્દ્રાચાર્યનાં દર્શનનો લાભ મળ્યો હતો. એ વિ. સં. ૧૯૨૯નું વર્ષ હતું અને શ્રી ચન્દ્ર મહારાજ તે વેળાએ ઉદયપુર પાસે હારીતમુનિના જૂના આશ્રમના સ્થળે બિરાજતા હતા. રાણા પ્રતાપનો ઉત્સાહ વધે એવી રીતે તેઓએ રાણાના પૂર્વજોની પ્રશંસા કરી તથા ભવિષ્યવાણી પણ કહી કે યવન સામ્રાજ્યનો અંત આવશે.

શ્રી ચન્દ્રાચાર્યજીની દૃષ્ટિ કેવી દૂરગામી હતી અને પુરુષાર્થ કેવો પ્રચંડ હતો તે આપણે એમના જીવનના અનેક પ્રસંગો દ્વારા જોઈ શકીએ છીએ. ભારતની ઉત્તર સરહદ પર વિધર્મીઓનું જોર બહુ જ હતું ત્યા તેઓએ

પોતાનું ધ્યાન કેંદ્રિત કર્યું તથા ભારતની સીમાની બહાર પણ સંપ્રદાયનો ફેલાવો કર્યો એ કાર્ય તો અત્યંત વિરલ અને ચમત્કારપૂર્ણ જ ગણાય.

કાશ્મીરમાં રાજા યાકુબના મંત્રીનો હૃદય પલટો કરાવવા માટે શ્રી ચન્દ્રજીએ યજ્ઞકુંડમાંથી બળતું લાકડું એંચી કાઢીને જમીનમાં રોપ્યું અને જોતજોતાં તે લીલુંછમ બન્યું અને તેને પાંદડાં ફૂટયાં. એ વૃક્ષ પાછળથી શ્રી ચન્દ્રચિનાર નામે ઓળખાયું અને શ્રદ્ધાળુઓ કાશ્મીરમાં એના દર્શન માટે જવા લાગ્યા. છેક હમણાં સુધી તે વૃક્ષ જીવંત હતું.

જ્યારે અત્યાચારની બીકથી ત્રાસ પામીને જનતા સ્વધર્મ પ્રત્યે નિરુત્સાહી બની ગઈ હોય ત્યારે આવા ચમત્કારોથી તેની શ્રદ્ધા પુનર્જીવિત થાય છે તેમ જ આતતાયીઓનો ડર મનમાંથી નીકળી જાય છે એ વાત સર્વવિદિત છે. શ્રીચન્દ્રાચાર્ય માત્ર થોડા તપસ્વી કે વિદ્વાનોના ગુરુ નહોતા, તેઓ જગદ્‌ગુરુ હતા. સામાન્ય સ્તરના લોકોને સ્વધર્માભિમુખ કરવાનો જે આ માર્ગ તેઓએ લીધો તે સર્વથા યોગ્ય જ હતો.

કાબુલમાં તેઓએ ધર્મશાળા બંધાવી હતી અને ત્યાં પણ ધર્મપ્રચારનું મોટું કેન્દ્ર સ્થાપિત કર્યું હતું. એ ધર્મશાળા હજુ મોજુદ છે અને ત્યાં સ્વામી શંકરાનન્દજી નિવાસ કરે છે. કંદહારમાં કામરાને મારેલા મૃગના મૃત શરીરમાં ફરી પ્રાણ મૂકીને શ્રી ચન્દ્રજીએ પોતાની દિવ્ય શક્તિઓનો

અજબ પરચો દેખાડ્યો અને તેથી થોડા સમય માટે કામરાન સુધર્યો પણ ખરો; છતાં અંતે તેનાં પૂર્વ જન્મનાં કુકર્મ તેને ઊંધે રસ્તે દોરી ગયાં એટલે તેણે ગુરુદેવની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું ને પરિણામે તે આંધળો બન્યો.

ઠઠ્ઠા, કાશ્મીર, કાબુલ, કંદહાર અને પેશાવરમાં ધર્મ-પ્રચાર કરનાર, અલૌકિક ઘટનાઓથી જનતાને પ્રભાવિત કરનાર, કરુણાપૂર્ણ હોવા છતાં આતતાયીઓને શિક્ષા કરનાર શ્રીચન્દ્રાચાર્યનું જીવનચરિત્ર જેટલું દિવ્ય છે તેટલું જ મનનીય છે.

આપણે જોઈશું તો પ્રાયઃ જણાશે કે જે જે મહાપુરુષો જગદ્ગુરુના બિરુદને પામ્યા છે તેમના સૌના જીવનમાં સામાન્ય દૃષ્ટિએ ચમત્કાર લાગે તેવા પ્રસંગો બન્યા છે. તેમણે કોઈ એક કે બે ખાસ શિષ્ય પર લક્ષ કેન્દ્રિત નહીં કરતાં સમસ્ત જનતાના ઉદ્ધાર માટે પ્રયત્નો કર્યા છે. તેમના અભ્યાસ, સાધના અને આત્મસાક્ષાત્કારમાં એક અપૂર્વ લીલામય સાહજિકતા દૃષ્ટિગોચર થાય છે. તેમનો દેહ કોઈ એક વિશિષ્ટ અવતારકૃત્ય માટે નિર્માણ થયો હોય તેમ અત્યંત થોડા સમયમાં તેઓ પોતાના સંકલ્પ સિદ્ધ કરી જનતાની દૃષ્ટિથી દૂર થઈ જાય છે, તેમ જ તેમનો જન્મ પણ કોઈ ને કોઈ પ્રકારે અદ્ભુત જ હોય છે. તેમના જન્મ પહેલાં કે તેમના બાળપણ દરમિયાન તેમને માટે અનેક જાતની આગાહી પણ કરવામાં આવે છે અને તે સત્ય નીવડે છે. વળી આત્મલીન કે સર્વાંશે ઈશ્વરમય હોવા છતાં તેમની વ્યવહારદૃષ્ટિ પણ અત્યંત તીક્ષ્ણ હોય છે

અને તેઓ ઝડપીમાં ઝડપી સાધનો દ્વારા અને દૂરગામી દષ્ટિ રાખીને પોતાના નિશ્ચિત ધ્યેયે પહોંચી જાય છે. આ તમામ લક્ષણો શ્રીચન્દ્રાચાર્યમાં દષ્ટિગોચર થાય છે અને તેથી જ મારી ખાતરી છે કે ઉદાસીન સંપ્રદાયના પ્રેમીઓ તો આ પુસ્તક જોઈ હર્ષ પામવાના જ છે પરંતુ ઈતર વાચકોને પણ આ જીવનચરિત્ર અત્યંત આકર્ષક અને મનનીય લાગશે.

હિન્દી જાણનાર વાચકોને તો શ્રી. સીતારામ ચતુર્વેદીના પ્રયત્નથી શ્રીચન્દ્રાચાર્યનું દિવ્ય ચરિત્ર સુચારુ રૂપમાં સાંપડ્યું હતું જ, પરંતુ આજે ભગવદાનુરાગી, નિવૃત્તિમય જીવન ગાળનાર બહેન ચિ. રતનબહેન ફોજદાર ગુજરાતી વાચકો સમક્ષ આ પુસ્તક રજૂ કરે છે તે મારે માટે ઘણા હર્ષની વાત છે. ગુરુની ઈચ્છા કે સંકલ્પ બહુધા શિષ્યો દ્વારા પાર પડે છે તેમ મારા પ્રત્યે શ્રદ્ધા અને પ્રેમ દાખવનાર ગુજરાતી જનતાની પણ થોડીક સાહિત્યિક સેવા કરવી એવી મારા મનની ઈચ્છા આજે શ્રી. રતનબહેન પૂરી કરે છે. તેમણે આ અગાઉ પણ 'ગંગા–ધારા' નામે ભજનસંગ્રહ બહાર પાડ્યો છે તથા 'પ્રેમયોગ' નામના શ્રીવિયોગી હરિજીના પુસ્તકનો અનુવાદ 'પ્રેમ–રતન' નામે પ્રકાશિત કર્યો છે એટલે ગુજરાતી વાચકોને માટે તેઓ અપરિચિત નથી. હું આશા રાખું છું કે તેમણે કરેલો આ સરળ અને ભાવવાહી અનુવાદ ગુજરાતી જનતાને ઉદાસીન સંપ્રદાયના મુકુટમણિ સમાન શ્રીચન્દ્રાચાર્ય તરફ અભિમુખ બનાવશે

અને એ રીતે તેમની આ સાહિત્યસેવા કંઈક અંશે એક ધાર્મિક પ્રવૃત્તિ પણ બની રહેશે.

ચિ. ધીરુબહેન પટેલ પણ મારા નિકટના શિષ્ય-વર્ગમાં છે એટલે એમની પ્રકાશન સંસ્થા દ્વારા આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે તે પણ મારે માટે આનંદનો પ્રસંગ છે. આ બન્ને બહેનોએ લીધેલો પરિશ્રમ સાર્થક થાય અને શ્રીચન્દ્રાચાર્યના ઉજ્જવળ જીવન ચરિત્રના વાચન—મનનથી સુપાત્ર વાચકોના હૃદયમાં પ્રેરણાની જ્યોત જાગે તેમ જ તેમનાં જીવન ઊર્ધ્વગામી બને એવી મારી હાર્દિક શુભેચ્છા છે

आचार्यं वसनम् वने निवसनन्तुर्य्याश्रमोद्धारणम्
स्मार्तानाञ्च मिथ विवादहरणम् श्रीपञ्चदेवार्चनम्।
शाक्तानाम् शमनम् विधर्मिदमनम् राणारणोत्साहनम्
श्री श्रीचन्द्रमुनेर्विशुद्धचरितम् भव्याय भूयाद् भृशम्॥

आजीवनम् मुनिवरस्य पवित्रलक्ष्य-
पूर्तिं विधाय कृतदेशमहोपकार।
म्लेच्छार्त्तहिन्दु-जनता-तरि कर्णधार
तुभ्यं नमोऽस्तु सततं गिरीशावतार॥

–વેદદર્શનાચાર્ય શ્રી ગંગેશ્વરાનન્દજી મહારાજ
મહામંડળેશ્વર

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# જગદ્ગુરુ શ્રી શ્રીચંદ્રાચાર્ય

## સંતોનો ઉદય

### संत-उदय संतत सुखकारी

શિયાળાની કકડતી રાત દિલ્હીનાં પથ્થરોનાં ભવનોમાં પ્રવેશ કરીને આમે કાયા થથરાવી નાખે છે. તેમાં વળી હમણાં બે દિવસ પહેલાં માહના માવઠાએ જે ભયંકર હિમવર્ષા કરી હતી તેને લીધે શિયાળાની તીક્ષ્ણતા વધારે ઉગ્ર બની હતી અને નિર્દય પશ્ચિમી પવન પ્રાણીઓનાં શરીરમાં હાડકાં સુધી પ્રવેશ કરીને તેમને ટાઢથી વિકમ્પિત કરવા લાગ્યો. જ્યાં જુઓ ત્યાં લોકો પોતપોતાની કાખમાં મુઠ્ઠી દબાવીને દેહ સંકોચાવતા, દાંત કચકચાવતા અને તાપણાં તાપતા શિયાળાની ઠંડીને પેટ ભરીને ગાળ દેતા હતા. એ હતી વિ. સ. ૧૫૫૦ની માહ મહિનાની અંધારી રાત.

### દિલ્હીની ધર્મશાળા

આજે દિલ્હીમાં જ્યાં ચાંદની ચોક છે અને જ્યાંનું ઘંટાઘર

હમણાં જ બે વર્ષ પહેલાં એકાએક ધરાશાયી થઈ લુપ્ત થઈ ગયું છે, ત્યાં એની જ સામે ગ્વાલિયરના એક દાની ધનકુબેરે દિલ્હીના યાત્રીઓ માટે એક પાકી ધર્મશાળા બંધાવી હતી. તેમાં દેશભરના વિભિન્ન પ્રાંતોના લોકો તીર્થયાત્રા કરવા અથવા ઉત્તર ભારતના શક્તિશાળી મુસ્લિમ રાજની રાજધાની-માં ફરવા માટે આવતા ત્યારે રહેતા. એક તો દિલ્હીનો શિયાળો કુદરતી જ કઠોર હોય છે, તેમાં વળી માહ મહિનાની વર્ષા એટલા પ્રબળ વેગથી પડી હતી કે એનાથી સર્વ પ્રાણીઓ ત્રાસી ગયાં હતાં. તેથી એ ધર્મશાળાના એક ખૂણામાં લાકડાં અને કોલસા સળગાવીને કેટલાક લોકોએ તાપણું તૈયાર કર્યું. તાપણું થયું કે ધીરેધીરે એ ધર્મશાળાના સર્વ પુરુષયાત્રી સક્કરપારા ઘાટના બખિયા મારેલા રૂ ભરેલા કોટ, પાયજામા અને કાનટોપી પહેરી એકએક કરતા ત્યાં એકત્ર થવા લાગ્યા. વાતવાતમાં નિર્ગુણ અને સગુણ પર શાસ્ત્રાર્થ શરૂ થયો. એ શાસ્ત્રાર્થ કેવળ ધાર્મિક શાસ્ત્રાર્થ ન રહેતાં રાજનૈતિક, સામાજિક, સામ્પ્રદાયિક, એમ સર્વ રૂપોમાં ફેલાઈ ગયો. થોડી જ વારમાં આપણી ભારતીય પ્રકૃતિ અનુસાર ત્યાં એકત્રિત થયેલો જનસમૂહ બે મંડળીઓમાં વહેંચાઈ ગયો. તેમનો શાસ્ત્રાર્થ ક્યારેક સંયત, શિષ્ટ, તર્કપૂર્ણ અને યુક્તિયુક્ત થતો, તો ક્યારેક એ પૂર્ણતઃ અસંયત બનીને ગાળાગાળી ને મારામારી સુધી પહોંચી જતો. જો તે સમયે એક સાધુ ચીપિયો ખખડાવતા ત્યાં સર્વ લોકોનું સમાધાન કરવા નહીં આવી પહોંચ્યા હોત, તો સંભવતઃ થોડી જ

વારમાં ત્યાં ભયંકર મારામારી મચી જતે. એ દિવસોમાં તલવાર રાખવા પર પ્રતિબંધ ન હતો. પ્રાયઃ સર્વ લોકો તલવાર, કટાર, બખ્તર બાંધવામાં અને આંગળીમાં વાઘનખ પહેરવામાં શોભા જ નહિ પરંતુ આવશ્યકતા પણ જોતા હતા. જે દિવસોમાં કેવળ મૂછે તાવ દેતામાં ધડ પરથી માથાં ઊતરી જતાં, એ વખતે કોઈ પ્રકારના ઝઘડામાં બેચારનાં મસ્તક ધડથી જુદાં થવામાં કંઈ ભયાનકતા નહોતી સમજવામાં આવતી.

## સુવર્ણભૂમિ ભારત

એ મહાત્માના આવતાં જ બધા બોલતા બંધ થઈ ગયા. એમણે ગંભીર સ્વરમાં સંપૂર્ણ દેશની જે પરિસ્થિતિ ઉપસ્થિત કરી, એનાથી બધા સાંભળનારા મૂંગા થઈ ગયા અને ચિંતામગ્ન બની ગયા. એ મહાત્મા કહેતા હતા કે, "ગંગાજીએ ભાગીરથી બનીને અને સિંધુએ મહાન નદી બનીને જો ઉત્તર-ભારતને ફળદ્રુપ નહીં બનાવી દીધું હોત, તો 'આદિકાવ્ય'ના મહાકવિ પોતાની માતૃભૂમિની વંદના કરતાં કદિ એનું **स्वर्गादपि गरीयसी** કહીને સ્મરણ ન કરતે; અને આ આર્યાવર્ત પ્રદેશ પ્રતિ બર્બર વિદેશી જાતિઓ કદાપિ નજર પણ નહીં કરતે. પરંતુ આર્યજાતિની જે જન્મભૂમિ અને કર્મભૂમિએ ત્રિસપ્તસિંધુના ફળદ્રુપ પ્રદેશમાં ઉચ્ચતમ સંસ્કૃતિ અને સભ્યતાનો વિકાસ કરીને વિશ્વમાં આર્યત્વની ધજા ફરકાવી, એણે જ વિપુલ ધનધાન્યપૂર્ણ પરમૈશ્વર્યનું એવું ભવ્ય આકર્ષણ સ્વરૂપ ઉત્પન્ન કરી દીધું કે વિદેશી

લૂંટારુઓનાં મોંમાં પાણી આવવા લાગ્યું અને એ દસ્યુઓ વચમાંવચમાં આવીને આપણા અર્થવૈભવની સાથે આપણા સાંસ્કૃતિક વૈભવ પર પણ છાપો મારવા લાગ્યા.

## સંઘર્ષમય શતાબ્દિઓ

ઈરાનીઓ અને યુનાનીઓનાં આક્રમણોનો ભારતના રાજનૈતિક કે સામાજિક જીવન પર કંઈ પ્રભાવ ન પડ્યો, કારણ કે ભારતીય પરાક્રમના પ્રત્યાઘાતે એને ભારતની ધરતી પર પગ ન જમાવવા દીધો. શક અથવા સિથિયનો અને હૂણો પણ જો કે આવ્યા હતા તો વંટોળિયાની માફક, પરંતુ એ પણ ભારતીય જીવનમાં હળીમળી એક થઈ ગયા. પણ આરબ, તુર્ક અને મંગોલ જાતિઓએ પોતાની સાથે વિનાશ લઈ આર્યાવર્તમાં પદાર્પણ કર્યું. સાતમીથી પંદરમી શતાબ્દિ સુધી ઉત્તરભારતનું આસન જ્વાળામુખીના મુખ પર ભૂકમ્પના ધક્કા ખાતું ડોલતું રહ્યું. એમાં સ્થિરતા ન આવી શકી. એના અસ્થિર થવાથી યુગોથી ચાલી આવતી સનાતન વર્ણાશ્રમવ્યવસ્થાના આર્યસંસ્કાર પણ વિચલિત થઈ ઊઠ્યા. ખડ્ગ અને ભાલા નીચે લટકતા પ્રાણ ક્યાં સુધી સહનશીલતા બતાવતે! એને આધાર આપનાર કોઈ જ રહ્યું ન હતું.

પંદરમી શતાબ્દિ હિંદુ શાસનની કાળરાત્રિ સિદ્ધ થઈ. પોતપોતાના મદ, મિથ્યાભિમાન તથા સ્વાર્થમાં લપટાયેલી હિંદુ રાજ્યશક્તિઓ એટલી બધી નિર્વીર્ય બની

ગઈ કે વિક્રમની પંદરમી શતાબ્દિમાં ઉત્તરભારતનું બધું સિંધુગંગાનું ક્ષેત્ર, માળવા, ગુજરાત અને બહમની રાજ્ય યવનોના હાથમાં ચાલ્યું ગયું. શેષ ભારતમાં જો કે અનેક હિંદુ રાજ્યો બચી ગયાં હતાં, પરંતુ એ સર્વ એટલાં આળસુ, પરસ્પરદ્વેષી તથા નિશ્ચેષ્ટ હતાં કે એમણે પોતાના ભાવિ વિનાશની કલ્પના કરવાનું પણ કષ્ટ ન ઉઠાવ્યું.

### ધર્મના અસ્થિર પાયા પર

એ સમય સુધીમાં વિષ્ણુ અને શિવનાં હજારો મંદિરો દેશભરમાં બની ચૂક્યાં હતાં. મોટે ભાગે સનાતન-ધર્મી હિંદુ મૂર્તિપૂજક હતા. એની સાથેસાથે કેટલાક એવા નવા પંથ પણ ફૂટી નીકળ્યા હતા, જેમાં સર્વ પ્રકારના અનાચાર થવા લાગ્યા હતા. તથા માંસમદ્ય આદિનો છૂટેચોક ઉપયોગ થતો હતો. આ વામમાર્ગીઓની વિરુદ્ધ એક બીજો પણ સ્વર ઊઠ્યો હતો. એ હતો પેલા ભક્તો કે સંતોનો જેમણે બાહ્યાચારના સંપૂર્ણ આડંબરને બદલે સર્વવ્યાપી, સર્વશક્તિમાન પરમેશ્વરની એકાંત નિષ્ઠા અને ઉપાસના કરતાંકરતાં સર્વહિતકારી જીવન વ્યતીત કરવાનો ઉપદેશ કર્યો. એમાં પ્રયાગના રામાનંદ અને પંઢરપુરના વિનોબા ખેચર બહુ જાણીતા છે. રામાનંદે કૃષ્ણને બદલે રામતત્ત્વને પ્રધાન માન્યું અને સંસ્કૃતને બદલે દેશી ભાષાઓમાં ઉપદેશ આપ્યો તથા નિમ્ન શ્રેણીની જાતિઓને, સ્ત્રીઓને તથા યવનોને પણ પોતાના સંપ્રદાયમાં દીક્ષિત કરીને શિષ્ય બનાવ્યા. એમનો સિદ્ધાંત હતો કે

ભક્તિ કોઈને પણ નાનામોટા નથી સમજતી; એ સર્વને પવિત્ર કરી દે છે:–

जात-पाँत पूछै नहि कोई, हरिको भजै सो हरिका होई।

[જાત ભાત સહુ એક જ ગાય,
હરિને ભજે તે હરિના થાય.]

પેલી બાજુ વિસોબા ખેચરે અત્યંત સ્પષ્ટ શબ્દોમાં મૂર્તિપૂજાની નિંદા કરી અને કહ્યું કે "પથ્થરનો દેવ બોલતો નથી...એ પ્રહાર કરવાથી તૂટી જાય છે.... પથ્થરના દેવતાના પૂજારી મૂર્ખ બનીને સર્વ ખોઈ બેસે છે." એમણે મૂર્તિઓ તરફથી જનતાનું ધ્યાન હટાવીને સાત્વિક ભક્તિ પર ભાર મૂક્યો.

## જે તું છે તે જ હું છું

આ જ દિવસોમાં વેદાંતના સંપર્કમાં આવવાથી મુસલમાનોમાં એક નવો રહસ્યવાદ ચાલ્યો, જેના પ્રચારક સૂફી કહેવાયા. આ લોકો ઈશ્વરને ઇષ્ટ પ્રેયસી તરીકે માનતા અને એ સર્વત્ર વ્યાપક છે, એમ સમજતા.

जिधर देखता हूं उधर तुही तु है

[નિહાળું હું જ્યાં જ્યાં, બધે તું જ તું છે.]

એ સૂફીઓ માનતા હતા કે સાધનાથી આપણી અને આપણા પ્રિય જનની વચ્ચેનો જે ભેદ આપણા અજ્ઞાનને કારણે આવરણ બનીને વચમાં લટકે છે તે દૂર થઈ શકે છે. ચૌદમી સદીમાં ઈરાનમાં હાફિઝ નામનો એક પ્રસિદ્ધ સૂફી કવિ

થઈ ગયો. તેને બહ્મની રાજ્યના મહમ્મદશાહ બીજાએ તથા બંગાળના શાસક ગયાસ આઝમશાહે અહીં બોલાવ્યો પણ હતો. ભારતના મુસલમાનો પર આ સૂફીઓનો પ્રખર પ્રભાવ પડ્યો. જેમ આપણે ત્યાં ' અહં બ્રહ્માસ્મિ 'ની સાથે વેદાંતમાં બિંબપ્રતિબિંબવાદ અને વિવર્તવાદ ચાલ્યો તેવી જ રીતે અહીંના મુસલમાનોમાં પણ એવો વાદ ચાલ્યો, અને એઓ કહેવા લાગ્યાઃ–

ऐ मेरे दिले शैदा! जो तू है वही मैं हूँ।
फिर मुझसे है क्या पर्दा जो तू है वही मैं हूँ॥
आईना उठा लाए और अक्ससे यूँ बोले,
क्यों बात नहीं करता, जो तू है वही मैं हूँ॥
एक पर्दा दुईका है, जो तू है वही मैं हूँ।
मै मौज हूँ तू दरिया, जो तू है वही मैं हूँ॥

[ હે મારા પ્રીતમ પ્યારા, જે તું છે તે જ હું છું,
પછી ક્યાં છે ઉભય ન્યારા, જે તું છે તે જ હું છું.
આયનો ઉઠાવી લાવી છાયાને એમ બોલે,
જે તું છે તે જ હું છું, શાને હૃદય ન ખોલે ?
આવરણ છે દ્વૈતનું, જે તું છે તે જ હું છું,
સાગર તું, હું લહર છું, જે તું છે તે જ હું છું. ]

## નિર્ગુણીઓનો પ્રવાહ

દક્ષિણમાં વિસોબાના શિષ્ય નામદેવે તીર્થ, વ્રત, ઉપવાસ આદિ ધર્મનાં સર્વ બાહ્ય સાધનોને વ્યર્થ બતાવી એવો આદેશ કર્યો કે મનશુદ્ધિ અને ભગવાનનું ધ્યાન જ સાચો માર્ગ છે. એનાથી જ મુક્તિ મળી શકે છે. અહીંયાં

## –॥ ભગવાન શંકરનો અવતાર ॥–

धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे।

ભગવાન શ્રી રામચંદ્રજીએ સાકેત છોડતા પહેલાં જ પોતાના જ્યેષ્ઠ પુત્ર કુશના નામ પર વિંધ્ય પર્વતમાળાની એક બાજુ કુશાવતી નગરી વસાવી, જેને કુશે પોતાની રાજધાની બનાવી. અને એમના કનિષ્ટ પુત્ર લવે લવપુરમાં પોતાનું રાજ્યકેન્દ્ર સ્થાપિત કર્યું. અનેક શતાબ્દિઓ સુધી એમના વંશજો પ્રેમપૂર્વક પ્રજાપાલન કરતા રહ્યા અને એકબીજાને સહાય પણ કરતા રહ્યા. પરંતુ એકાએક એમના મનમાં એવો તો દ્વેષ ઉત્પન્ન થયો કે કુશાવતીના રાજાએ લવપુરના રાજા પર આક્રમણ કરી એનું રાજ્ય જીતી લીધું. પરાજિત લવપુરના રાજાએ પોતાનો પ્રાણ જેમતેમ બચાવીને દક્ષિણાપથ તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં અમૃત નામના એક અત્યંત પરાક્રમી તથા કુલીન ક્ષત્રિયે લવપુરના રાજાનો પરિચય પ્રાપ્ત કરીને તથા એની પરંપરાગત કીર્તિ સાંભળીને એને પોતાની કન્યા પરણાવી. લવપુરના રાજા પોતાના સસરાને ત્યાં જ રહેવા લાગ્યા. કેટલાંય વર્ષો બાદ એને સદીરાવ નામનો પુત્ર થયો. યુવાન

થયા બાદ જ્યારે સદીરાવે પોતાની માતા પાસેથી પોતાના પિતાનું પૂર્ણ વૃત્તાંત સાંભળ્યું, ત્યારે એણે પોતાના નાનાની સેના લઈને કુશાવતી તથા લવપુર પર ચડાઈ કરી અને બન્ને રાજ્યો જીતી લીધાં.

દુર્દૈવથી હતાશ થયેલા કુશાવતીના પરાજિત રાજાએ પોતાના દ્વેષને ત્યાં જ સમાપ્ત કરીને ક્ષત્રિયકર્મને તિલાંજલિ આપી દીધી અને કાશીમાં ચારે વેદોનું સમ્યક્ અધ્યયન કરીને શીખવવાનો વ્યવસાય પ્રારંભ કર્યો. ત્યારથી એના વંશજ પોતાના નામની સાથે વેદી લખવા લાગ્યા.

આ જ વેદી વંશમાં કાલુ અથવા કલ્યાણરાય પેદા થયા હતા, જે લાહોરના સડકપુર તહેસીલના તલવંડી ગામમાં નાનોમોટો વેપાર કરીને ભરણપોષણ કરતા હતા. દિલ્હીના સિંહાસન પર તે વખતે બહલોલ લોદી રાજ્ય કરતો હતો. એ દિવસોમાં પંજાબમાં ઈરાવતી અને ચંદ્રભાગા નામની નદીઓના મધ્યક્ષેત્રમાં જાટ અને ભટ્ટી નામની બે જાતો રહેતી હતી. આમાંની ભટ્ટી જાતિ બે પેઢી પહેલાંથી મુસલમાન થઈ ગઈ હતી. આ જ પ્રદેશમાં ઈરાવતીના તટ પર, લાહોરના સડકપુર તહેસીલમાં રાયબુલાર નામનો એક ભટ્ટી સરદાર ત્યાંનો મુખ્ય કર્તાહર્તા અને શાસક હતો અને તે તલવંડી ગામમાં જ રહેતો હતો.

કલ્યાણરાય સ્વભાવે ખૂબ ધાર્મિક અને શ્રદ્ધાળુ પુરુષ હતા. એનું કુટુંબ પણ નાનું હતું; પતિપત્ની અને એક પુત્રી નાનકી. એની પત્ની તૃપ્તાજી સાધુસંતોમાં બહુ

કાશીમાં કબીરે હિંદુ અને મુસલમાન એ બન્નેના બાહ્યાચારમાં ઘૂસેલા પાખંડ અને આડંબરને ખુલ્લા કરીને સદાચાર, એકેશ્વરતા અને સદ્‌ગુરુવચનને મહત્ત્વ આપ્યું. આ લોકોએ વેદાંતનો બ્રહ્મવાદ ચલાવ્યો, એટલે બધા લોકો વેદાંતી બની બેઠા અને બધા "અહં બ્રહ્માસ્મિ"નો પોકાર કરવા લાગ્યા. જેને જુઓ તે કુંડલિની જાગૃત કરી પટ્‌ચક્રભેદનની તૈયારી કરી રહ્યો. ચારે બાજુ રાજનૈતિક, ધાર્મિક તથા સામાજિક જીવનમાં અરાજકતા ફેલાઈ ગઈ. સર્વ મર્યાદાઓ તૂટી ગઈ અને એ જ કારણે ગોસ્વામી તુલસીદાસ જેવા ભલા, ભોળા અને સહિષ્ણુ સંતને પણ નિર્ગુણી સાધુની અલખ વાણી પર ગુસ્સે થઈ કહેવું પડયું હતું:—

हम लखि हमहिं हमार लखि, हम हमारके बीच।
तुलसी अलखहिंका लखो राम-नाम जपु नीच॥

['અલખ' 'અલખ' કરવાને બદલે રામનામ જપો.]

## દિલ્હીની ઢીલી ખૂંટી

સં. ૧૨૫૦થી દિલ્હીની ગાદી પર પાંચ મુસ્લિમ વંશોના પાંત્રીસ બાદશાહો બેઠા અને એ બધાએ નિયમિતપણે હિંદુઓને જેટલું કષ્ટ આપી શકાયુ તેટલું આપ્યું. તેઓએ હિંદુઓનાં મંદિર તોડયાં, તેમને બળપૂર્વક મુસલમાન બનાવ્યા, એમની પૂજા, ઉપાસના આદિમાં વિઘ્ન નાખ્યાં, એટલું જ નહિ પણ એમની કન્યાઓનાં અપહરણ પણ કર્યાં; આ બધાથી ત્રાસીને હિંદુઓને બાળવિવાહ કરવાની અને કન્યાઓને ઘરની અને ઘૂમટની અંદર રાખવાની કુપ્રથાઓ દાખલ કરવી પડી લોઢાની ખીલી ઉખેડી નાખતાં, પૃથ્વીરાજના જ્યોતિષીએ જે ભવિષ્યવાણી કરી હતી કે અહીં કોઈનું રાજ્ય

સ્થિર નહીં રહી શકશે, એ વાણી સાચી પડતી જતી હતી; કારણ કે એની સ્થિરતા ઢીલી પડી ગઈ હતી. લોકો એ પણ ભૂલી ગયા લાગે છે કે આ 'ઢીલી' શબ્દના અપભ્રંશ ઉપરથી જ આપણી રાજધાનીનું નામ દિલ્હી પડ્યું છે. આ જ દિલ્હી પર તે સમયે ઈબ્રાહીમ લોદીનું રાજ્ય હતું અને હિંદુઓ સગુણ-નિર્ગુણ પર શાસ્ત્રાર્થ કરી રહ્યા હતા.

આ રીતે ચારે દિશામાં જે પ્રકારની અવ્યવસ્થા, અશાંતિ, અસંતોષ, વિક્ષોભ અને અરક્ષાની ભાવના જનતામાં વ્યાપ્ત હતી, તે દૂર કરવા માટે તો કે સંતોએ બહુ પ્રયત્નો કર્યા, પરંતુ નિરાકાર અને નિર્ગુણ ઈશ્વર એના અશાંત માનસને સાંત્વના દઈ શક્યા. એ લોકોને કોઈ એવી સજીવ મૂર્તિમાન શક્તિની જરૂર હતી જે એમનામા પ્રાણ પૂરે, શક્તિ ભરે, સાંત્વના દે અને આશ્રય-આપે. બંગાળમાં ચૈતન્ય મહાપ્રભુ (સં ૧૪૮૫થી ૧૫૨૩) અને એમના સાથી અદ્વૈતાચાર્યે બંગાળને વજ્રયાનીઓ અને શાક્ત વામમાર્ગીઓના પંજામાથી મુક્ત કરવાનો પ્રયત્ન કર્યો છે. એમણે સર્વ જાતિભેદ દૂર કરીને મુસલમાનોને પણ પોતાના શિષ્યો બનાવ્યા અને નેડાનેડી નામનો જે બૌદ્ધ ભિક્ષુભિક્ષુણીઓનો મોટો વર્ગ હતો. એને વૈષ્ણવધર્મની દીક્ષા દઈને હિંદુઓમા ભેળવી લીધો. પેલી તરફ મારવાડમાં રાણા સંગની પુત્રવધૂ મીરાબાઈ એ પણ માધુર્યભાવની ભક્તિના એકનિષ્ઠાથી પ્રચાર અને પ્રસાર કર્યો. પરંતુ આટલું બધું હોવા છતા પણ જે સજીવ મૂર્તિમાન દૈવી શક્તિની શોધ લોકો કરી રહ્યા હતા તે જડતી ન હતી.

★

શ્રદ્ધા રાખતી અને પોતાનો અધિક સમય પૂજાપાઠમાં વિતાવતી. ભોજનવસ્ત્રની ચિંતા ન હતી, છતાં પણ એને પુત્રસંતાનની ચિંતા સતાવતી હતી, જેને માટે એ નિરંતર દેવીદેવતા અને સાધુસંતોની માનતા માનતી હતી.

વરદાન

એક દિન એક સાધુ એને ત્યાં પધાર્યા અને સ્વાગતસત્કાર તથા ભોજનાદિથી અત્યંત પ્રસન્ન થઈને તૃપ્તાજીને પૂછવા લાગ્યા, "માતા ! તને શું સંતાન છે ?" પોતાની પાસે બેઠેલી પોતાની પુત્રી નાનકીને બતાવી તૃપ્તાજી બોલ્યાં :

"મહારાજ ! ભગવાનની દયાથી અને આપ લોકોની કૃપાથી આ જ એક કન્યા છે. ઘરમાં કોઈ પુત્ર ન હોવાથી દિનભર જીવ નથી લાગતો; કારણ કે જ્યારે એ દુકાન પર ચાલ્યા જાય છે ત્યારે હું ઘેર બેસીને માખી માર્યા કરું છું, અને આ નાનકી ઘરનું કામકાજ કરતી રહે છે. પુત્ર હોત તો આગળ વંશ પણ વધતે."

સાધુ હસીને બોલ્યા :

"બસ, આટલી જ વાત છે ? લે, તો તું એવી પ્રસિદ્ધ વ્યક્તિની માતા બનશે જે આ સંસારમાં મોટું નામ કાઢશે અને મહાપુરુષ બનશે"

સાધુની વાણી ખરેખર સત્ય ઠરી, જેને પરિણામે સંવત ૧૫૨૬ (ઇ. સ. ૧૪૬૯)માં આ ધર્માત્મા દંપતિને ઘેર નાનકનો જન્મ થયો.

## નાનકનો બાલ્યકાળ

બાળપણથી જ નાનક કંઈ વિચિત્ર પ્રકૃતિના હતા. એ ન તો કોઈ સાથે ઝાઝી વાત કરતા કે ન તો ભોજનવસ્ત્રાદિમાં ઝાઝો રસ દર્શાવતા. એ જ્યાં સુધી જાગતા ત્યાં સુધી એવી રીતે બેસી રહેતા કે જાણે વિશ્વની કોઈ ગંભીર સમસ્યા એના મનમાં હોય. આ બાળકની આવી એકાંતપ્રિયતા અને વિરક્તિ જોઈ એના પિતા એને વૈદ્યની પાસે લઈ ગયા. પણ એ બાળકની સાથે વાતચીત કરતાં એના દાર્શનિક તર્કથી વિમુગ્ધ બની એમણે કાલુ (કલ્યાણરાય)ને એવી સલાહ આપી કે એકાંતવાસ જ એની એક માત્ર ઔષધિ છે.

વાંચવાલખવાનું પણ એને ખાસ ગમતું નહીં. પાઠશાળામાં પોતાના ગુરુ પાસે એ શીખતા થોડું, પણ શાસ્ત્રાર્થ અધિક કરતા. સયારુલ મુતાખરીનના રચયિતાએ લખ્યું છે કે નાનકે તલવંડીના એક મુસલમાન મૌલવી પાસેથી પણ કંઈ વિદ્યા પ્રાપ્ત કરી હતી. કુમળી અવસ્થામાં પણ નાનક જંગલમાં જઈને એકેક બબ્બે દિવસ સુધી એકલા રહેતા અને એમનાં માતાપિતા એમને શોધતાં રહેતાં. 'ઈશ્વર એક જ છે' એ વાત એના મનમાં જડ ઘાલી ગઈ અને અન્ય સર્વ ધાર્મિક કર્મકાંડને એ આડંબર સમજવા લાગ્યા.

એમની ત્યાગ અને વિરક્તિની ભાવના એટલી પ્રબળ હતી કે પંદર વર્ષની અવસ્થામાં જ્યારે એમના પિતાએ એમને ચાળીશ રૂપિયા આપી નોકર સાથે મીઠું ખરીદવા મોકલ્યા, ત્યારે રસ્તામાં કેટલાક ભૂખ્યા સાધુઓને જોઈને

એમણે એ રૂપિયાનું અન્ન ખરીદી સાધુઓને જમાડયા. જ્યારે એ ખાલી હાથે ઘરે પાછા ફર્યા, ત્યારે એમના પિતાએ એમને ખૂબ માર્યા; કારણ કે એ હંમેશાં જ જ્યારે અવસર મળે ત્યારે ઘેરથી પૈસા લઈ જઈને દીન-દરિદ્રોમાં વહેંચી આવતા. એક વખતે તો એમને જે દાળ-ચોખાની દુકાન મંડાવી આપી હતી એની સર્વ સામગ્રી પણ એમણે સાધુઓને વહેંચી દીધી.

જ્યારે કલ્યાણરાયે જોયું કે આ બાળક કોઈ રીતે સુધરતો નથી, ત્યારે એમણે સોળ વર્ષની અવસ્થામાં ગુરુદાસ-પુર જિલ્લામાં બટાલાની પાસે આવેલા પખ્ખો નામના ગામના રહેવાસી મૂલાની કન્યા સુલક્ષણીની સાથે એમના વિવાહ કરી દીધા. પરંતુ તેથી પણ એના સ્વભાવમાં કંઈ પરિવર્તન ન થયું. એની મોટી બહેન નાનકીના પતિ જયરામ એ સમયે પંજાબમાં કપુરથલાની પાસે આવેલા સુલતાનપુર નામના સંસ્થાનમાં દિલ્હીના બાદશાહ બહલોલ લોદીના સગા નવાબ દોલતખાં લોદીને ત્યાં ઉચ્ચ કર્મચારી હતા. તેથી કલ્યાણરાયે નાનકને એની પાસે મોકલ્યા કે કોઈ કામે તેઓ નાનકને લગાડી દે. ત્યાં નાનકને રાજકીય અતિથિશાળાનું પ્રબંધકાર્ય સોંપવામાં આવ્યું. ત્યાં પણ એ એટલી ઉદારતાથી દરિદ્રોને દાન કરવા લાગ્યા કે થોડા વખતમાં અતિથિશાળાની સઘળી સામગ્રી સમાપ્ત થઈ ગઈ, એ જ દિવસોમાં બત્રીસ વર્ષની અવસ્થામાં ભાદ્રપદ શુક્લ નવમી, સંવત ૧૫૫૧ (સન ૧૪૯૪) ને રોજ તલવંડીમાં સુલક્ષણી દેવીના ગર્ભથી એમને પ્રથમ પુત્રરત્નની પ્રાપ્તિ થઈ.

### આ શંકર ભગવાન છે

નાનક પોતાની બહારની બેઠકમાં બેઠાબેઠા અનેક ભક્તોને ઉપદેશ અને પ્રવચનથી તૃપ્ત કરી રહ્યા હતા, ત્યારે અચાનક એમની બહેન નાનકીએ હસતાંહસતાં એવા શુભ સમાચાર આપ્યા કે તમારે ત્યાં એક અદ્ભુત બાળકનો જન્મ થયો છે, જેણે પ્રથમ જટાભસ્મકુંડળાદિથી યુક્ત શંકરસ્વરૂપમાં વિલક્ષણ દર્શન દીધાં અને પછી જ્યારે માતાએ પ્રાર્થના કરી ત્યારે એ બાળક બની માતાના અંકમાં સૂઈ ગયા. આ સાંભળતાં જ ત્યાં હાજર રહેલા બધા લોકો રસમાં લીન થઈ ગયા અને નાનકને અનેક રીતે ધન્યવાદ દેવા લાગ્યા. ક્ષણભર માટે ધ્યાનસ્થ બની જઈને નાનકે પોતાની બહેન નાનકીને કહ્યું કે "બહેન, એ બાળકને સાધારણ બાળક ન સમજશો. સાક્ષાત્ ભગવાન શંકરે મોટી કૃપા કરી આપણા ઘરમાં અવતાર લીધો છે; કારણ કે હું એક દિવસ જ્યારે શિવપૂજન કરી રહ્યો હતો ત્યારે એકાએક મને એવી પ્રતીતિ થઈ હતી કે જાણે કોઈ ગંભીર અને મૃદુ શબ્દોમાં કહી રહ્યું હોય, 'તમારે ઘરે હું પુત્રરૂપે અવતરીશ.'"

### ભવિષ્યવાણી

છઠ્ઠીને દિવસે નાનકને ઘેર પુત્રોત્સવની મોટી ધામધૂમ થઈ. આસપાસ એમના જેટલા શિષ્ય અને ભક્ત હતા એ સર્વ આ શંકરસ્વરૂપ બાળકના દર્શનાર્થે ઊમટી પડ્યા, અને એ બાળકના માથા પર જટા હતી, કપાળે ત્રિપુંડ હતું અને શરીર પર ભસ્મ હતી તે જોઈને બધાં ચકિત

થઈ ગયાં. નાનકને તો વિશ્વાસ હતો જ કે એ બાળક સાક્ષાત્ શંકરસ્વરૂપ જ છે, પણ હવે લોકોને પણ વિશ્વાસ થવા લાગ્યો. પરંપરા અનુસાર છઠ્ઠીને દિવસે તત્કાલીન પ્રસિદ્ધ જ્યોતિષી પંડિત હરદયાલ શર્માને અત્યંત સન્માનપૂર્વક બોલાવવામાં આવ્યા. પંડિતજી જન્મકુંડળી બનાવતા જતા હતા, અને એમના મુખ પર હર્ષપૂર્ણ ગંભીરતા અને આશ્ચર્યની રેખાઓ વારંવાર ચઢતીઊતરતી જણાતી હતી. પરિવારની સર્વ વ્યક્તિ જિજ્ઞાસા અને કુતૂહલની ભાવના સાથે પરિણામ સાંભળવાને ઉત્કંઠિત બેઠી હતી.

એકાએક પંડિતજીએ માથું ઊંચું કરીને નાનકને કહ્યું કે "નાનકજી, મને તમારા સૌભાગ્યની ઈર્ષ્યા આવે છે, કારણ કે તમે આ દિવ્ય બાળકના પિતા બન્યા છો. આ બાળક અનેક દિવ્ય શક્તિઓથી સંપન્ન બનીને તમારે ત્યાં અવતર્યો છે. સંસારમાં મહાપુરુષ બનીને એ પોતાની કીર્તિથી આખાયે વિશ્વને પ્રકાશમાન કરશે. અખંડ બ્રહ્મચર્ય ધારણ કરી ધર્મની અને જાતિની રક્ષા કરશે. દેશભરના વિભિન્ન ધાર્મિક મતમતાંતરોમાં જે પારસ્પરિક કલહ અને દ્વેષ વ્યાપ્ત છે તેને દૂર કરી લોકોમાં પંચદેવોપાસના દ્વારા ઐક્ય સ્થાપિત કરશે. વામાચારી તાંત્રિકોએ ધર્મને નામે જે અનેક પ્રકારના અનાચાર ફેલાવ્યા છે એ સર્વનો પરિહાર કરશે. પોતાના દિવ્ય જીવનના પ્રભાવથી યવન શાસકોને પ્રભાવિત કરશે અને આર્યધર્મનું બળ વધારશે. હિંદુ સમ્રાટો તથા હિંદુ જાતિને પ્રોત્સાહન અને ઉપદેશ દઈ એટલા બળવાન બનાવશે કે થોડા જ દિવસો બાદ આતતાયી યવનોનું સામ્રાજ્ય જડમૂળથી નાશ પામશે...અનેક શતાબ્દિઓથી

આવો તેજસ્વી બાળક થયો નથી ને થશે નહીં. હું તમને આ પરમ સૌભાગ્ય માટે હાર્દિક ધન્યવાદ આપું છું અને મંગલ કામનાની સાથે એ ભવિષ્યવાણી કરું છું કે આ દિવ્ય બાળક દીર્ઘાયુ થશે.

## દર્શનાર્થીઓની ભીડ

જ્યોતિષાચાર્ય પંડિત હરદયાલ શર્માના મુખથી જેમ જેમ ફલાદેશનાં વચન નીકળતાં રહ્યાં તેમ તેમ ત્યાં બેઠેલા સર્વ શ્રોતાઓ મંત્રમુગ્ધ બનીને એમની ગંભીર ઓજસ્વિની વાણી સાંભળી રહ્યા, જાણે કોઈ દેવદૂત નિઃશંક તથા અવિચળ સ્વરમાં અવશ્યંભાવિ દૈવી સંદેશ સંભળાવી રહ્યો નહિ હોય! શર્માજી જેમ જેમ બોલતા જતા હતા તેમ તેમ એમના નેત્રમાંથી પ્રેમાશ્રુ છલકાતાં જતાં હતાં. ફલાદેશ કરતાં કરતાં એમનો કંઠ જ્યારે ગદ્ગદ્ થવા માંડ્યો, ત્યારે ત્યાં બેઠેલા બધા લોકો પ્રેમવિહ્વળ બની ગયા અને સ્વયં નાનક પણ પોતાનાં સ્નેહાશ્રુ રોકી ન શક્યા.

જ્યોતિષીની આ ભવિષ્યવાણી જેણે જેણે સાંભળી તેણે તેણે શ્રદ્ધાપૂર્વક વિસ્તારની સાથે બીજા લોકોની પાસે એનું વર્ણન કર્યું. પરિણામ એ આવ્યું કે હંમેશાં હજારો લોકો આ દિવ્ય બાળકનાં દર્શન કરવા કષ્ટ ઉઠાવી દૂરદૂરથી આવવા લાગ્યા. એ વખતે આગગાડી તો હતી નહીં. પાંચ કોશની યાત્રા માટે પણ એટલી તૈયારી કરવી પડતી કે જાણે તીર્થાટન માટે જઈ રહ્યા હોય.

એની છઠ્ઠીને દિવસે જ્યારે નામ પાડવાની વાત આવી, ત્યારે પંડિત હરદયાલ શર્માએ બહુ વિચાર કરીને કહ્યું કે, "જેમ અંધકાર વેળા ઉદિત થઈને ચંદ્રમા પોતાના પ્રકાશથી અંધકારને દૂર કરે છે અને સાથે શીતળતા પ્રદાન કરે છે, તેવી જ રીતે આ બાળક પણ આ અંધકારના યુગમાં હિન્દુ જાતિને પ્રકાશ પણ આપશે અને પોતાની દિવ્ય શીતળતાથી એના તાપોને પણ દૂર કરશે. માટે એનું નામ શ્રીચન્દ્ર નિશ્ચિત કરું છું."

## બાળલીલા

चंदन उपजै गंधसंग, गमकत चारिडँ ओर।

[ ચંદન ઊપજે ગંધસંગ, પ્રસરે દિગ્દિગંત ]

શ્રીચંદ્રના જન્મ પછી ચાર વર્ષે નાનકના બીજા પુત્ર લક્ષ્મીચંદનો જન્મ થયો. એ બાળકના જન્મ પછી કંઈક નોકરીથી અને કંઈક ઘરબારથી નાનકને એવી વિરક્તિ થઈ કે એ સાધુવેષ ધારણ કરીને મરદાના, લહના, બાલા અને રામદાસ નામની ચાર વ્યક્તિઓની સાથે ઘર છોડી ચાલી નીકળ્યા. એમના આ ગૃહત્યાગથી કલ્યાણરાય અને મૂળચંદ એ બન્નેને મહાકષ્ટ થયું. જ્યારે થોડા વખત પછી એ પોતાના તલવંડી ગામે પાછા ફર્યા, ત્યારે એમના પિતા, માતા, કાકા, સસરા તથા અન્ય સગાંવહાલાં ત્યાં આવ્યાં અને એમને પાછા ગૃહસ્થ બનવા માટે સમજાવવા લાગ્યાં; પરંતુ એમણે કોઈનું કંઈ સાંભળ્યું નહીં, પોતાના સંકલ્પ પર અટલ રહ્યા અને પાછા દેશવિદેશના ભ્રમણાર્થે નીકળી પડયા. નાનકના ચાલ્યા જવા પછી એમનાં માતાપિતાને તથા સસરાને ભરોસો હતો કે શ્રીચંદ્ર અને લક્ષ્મીચંદ મોટા થઈને ઘર સંભાળી લેશે, અને એથી જ એમની મમતા આ બે બાળકો પર કેન્દ્રિત થઈ ગઈ હતી. પરંતુ ભાગ્ય

પ્રબળ હોય છે. શ્રીચંદ્ર તો સંસારનો બહુ મોટો પરિવાર સંભાળવા આવ્યા હતા, તેથી એઓ તો તેમનો સંકુચિત પરિવાર ચલાવવાની લાલસા પૂરી ન કરી શકયા. હા, પણ લક્ષ્મીચંદે અવશ્ય એમનો વંશ ચલાવ્યો.

## દૈવી સંસ્કાર

આપણા લોકોને વિશ્વાસ હોય છે કે પ્રત્યેક બાળક જ્યારે જન્મ લે છે, ત્યારે એ પોતાના પૂર્વજન્મના સંસ્કારોની સાથે પૃથ્વી પર આવે છે; અને એ જ સંસ્કારોના બળ પર એની સંપૂર્ણ જીવનવૃત્તિ, વ્યવસાય, પ્રવૃત્તિ, સ્વભાવ, આચાર-વિચાર તથા સંકલ્પવિકલ્પનું નિર્માણ થાય છે. બહારનાં ઉપદેશ, નિર્દેશ અથવા આદેશ જ્યાં સુધી તેના સંસ્કારને મળતા હોય ત્યાં સુધી સહાયક નીવડે છે, પણ જ્યારે સંસ્કારોથી વેગળા હોય ત્યારે એ બધી બાહ્ય પ્રેરણાઓ નિરર્થક અને નિશ્ચેષ્ટ બની જાય છે. એ જ વાત શ્રીચંદ્રના સંબંધમાં પણ બાળપણથી જ જોવામાં આવી.

નાનક તો જાણતા જ હતા કે આ બાળક ગૃહસ્થ નહીં બને. કિંતુ અન્ય લોકોને જ્યોતિષીની ભવિષ્યવાણી સાંભળી લીધા છતાં પણ એ બાળકના સંબંધમાં એ જ ભ્રમ ચાલુ રહ્યો કે એ પણ અન્ય બાળકો જેવો જ બાળક છે. તેથી એ બધા એની સાથે એવો જ વ્યવહાર કરતા હતા. પરંતુ થોડા જ વખતમાં લોકોને વિશ્વાસ થવા લાગ્યો કે એ પોતાનો ભ્રમ જ છે.

આનંદસ્વરૂપ

એ બાળક અન્ય બાળકોથી ઘણી રીતે ભિન્ન હતો. એના મુખ પર દૈવી તેજસ્વિતાની સાથે એક વિચિત્ર પ્રકારનું શાશ્વત સ્મિત વિરાજમાન હતું. એ મંદ હાસ્ય એટલું મોહક અને આકર્ષક હતું કે કોઈને પણ પોતાની પ્રત્યે આકૃષ્ટ કરી લેતું. બચપણમાં પ્રાયઃ સર્વ બાળક પોતાનો ઇચ્છિત પદાર્થ નહીં મળે ત્યારે અથવા સ્વાભાવિક રૂપમાં કોઈ અભાવને કારણે રડતાં કે રિસાતાં હોય છે. પરંતુ આ બાળકના મુખ પર કોઈએ દુઃખ, ક્ષોભ, વિષાદ, અસંતોષ અથવા વ્યથાની રેખા પણ નહીં જોઈ. જે કોઈ એની તરફ જોતા તે સદા એને હસતા જ દેખતા, જાણે કોઈ શુદ્ધ શતદલ કમલ સ્મિત ઝરતું પ્રફુલ્લિત થઈ રહ્યું હોય! ઘણાંખરાં બાળકોની એ પ્રકૃતિ હોય છે કે એ કોઈના ખોળામાં બેસવા લલચાતાં હોય છે અથવા કોઈનું મોઢું જોઈને જ રડવા જેવાં થઈ જાય છે. પરંતુ શ્રીચંદ્રનું મુખકમળ સર્વને માટે ખીલેલું રહેતું હતું, જાણે આખા વિશ્વની સાથે એની અખંડ આત્મીયતા નહીં હોય! એના આ સ્વાભાવિક મૃદુ સ્મિતને કારણે ચારે બાજુએ એવી પ્રસિદ્ધિ થઈ ગઈ કે એ બાળકના દર્શનમાત્રથી સર્વ દુઃખ અને શોક દૂર થઈ જાય છે.

પછી શું જોઈએ? નાનકને ઘેર એક મોટો મેળો ભરાવા લાગ્યો. કેટલાય લોકો હૈયામાં વિપત્તિઓના બોજ સાથે આવતા. અને શ્રીચંદ્ર પોતાના સ્વાભાવિક, તરલ અને મંદ સ્મિતની ધારામાં એ વિપત્તિઓને વહાવી દઈને એ

આગંતુકોના હૃદયમાં આત્મવિશ્વાસ, સંતોષ, સુખ અને શાંતિની સ્થાપના કરી દેતા. ત્યાં કોઈ એવું આવતું જ નહીં જે હસતું પાછું ફરતું ન હોય.

### વૈરાગ્ય

આ સ્વાભાવિક સ્મિતની સાથે સાથે એમની વૈરાગ્યવૃત્તિ પણ સ્પષ્ટ થવા લાગી. પાડોશીનાં કેટલાંયે બાળકો ત્યાં આવીને રમતાં, પરંતુ શ્રીચંદ્ર નિર્વિકાર ભાવથી નિર્લિપ્ત બનીને દૂર ઊભા ઊભા એમની રમતો જોતા, પણ કદિ પણ એમાં સક્રિય રીતે સામેલ થતા નહીં, જાણે કોઈ સૂત્રધાર સ્વયં અદૃશ્ય રહી નિર્વિકલ્પ ભાવથી પૂતળીઓ નચાવી રહ્યો હોય અને પ્રભાવિત થયા વિના એનો ખેલ નિહાળી રહ્યો હોય! પરંતુ જ્યારે એ બાળકો રમતાં રમતાં પરસ્પર લડવા લાગતાં અથવા પરસ્પર ગાળાગાળી કરતાં, ત્યારે એઓ તેમની પાસે પહોંચી જતા અને અત્યંત કોમળ શબ્દોમાં તેઓને સમજાવી લેતા. કોણ જાણે એમની વાણીમાં શું જાદુ હતું કે સર્વ બાળક શિર ઝુકાવી એમની વાત માની લેતાં અને મૌન થઈ જતાં. એટલું જ નહીં, તેઓ એ બાળકોને દેવતાઓના દર્શનાર્થે મંદિરમાં લઈ જતા અને રામ તથા કૃષ્ણના જીવન પર ત્યાં જે કથાઓ થતી તે પ્રેમથી બેસીને ક્યારેક ક્યારેક સાંભળતા. એઓ પોતાના સાથી બાળકોને લઈ પંડિત હરદયાલ શર્માને ઘેર પણ જતા અને ત્યાં મહાપુરુષો અને અવતારીઓનાં જીવનચરિત્રોની સાથે સાથે ધાર્મિક ઉપદેશો પણ સાંભળ્યા કરતા. કોઈ કોઈ વખત તો સ્વયં

ઉપદેશક બની બેસી જતા અને બધાં બાળકોને અત્યંત મનોરંજક શૈલીમાં સુંદર કથાઓ સંભળાવ્યા કરતા.

એમણે સાંભળ્યું હતું કે એમના પિતાજી બચપણમાં જંગલમાં જઈને એકાંતવાસ કર્યા કરતા હતા. તેથી એમના મન પર આ વાતના એવા સંસ્કાર પડ્યા કે કદિ કદિ તેઓ અન્ય બાળકોની સાથે પાસેના જંગલમાં ચાલ્યા જતા, અને જ્યારે ત્યાં બીજા બાળકો રમતગમતમાં મગ્ન રહેતાં ત્યારે એ પોતે પદ્માસન લગાવી સમાધિસ્થ થઈ જતા અને ભૂખ-તરસની ચિંતા છોડીને લાંબો વખત સુધી બેસી રહેતા. બીજાં બાળકોમાં એમને સમાધિમાથી જગાડવાનું સાહસ ન હતું તેથી તે બાળકો જ્યારે ઘેર જઈ સમાચાર આપતાં ત્યારે ઘરનાં માણસો વનમાં જઈને એમને ઉઠાવી લાવતાં. એનું પરિણામ એ આવ્યું કે એમની સાથે જે બાળકો વનમાં જતાં હતાં, એમનાં માતાપિતાએ પોતાનાં બાળકોને એ ડરથી એમની સાથે મોકલવાનું છોડી દીધું કે રખેને તેઓ પણ શ્રીચંદ્રની સાથે વિરક્ત બની જાય!

## મુઠ્ઠીભર મોતી

આમ તો તેઓ નિત્ય કંઈ ને કંઈ અદ્દ્ભુત અને આશ્ચર્યકારી લીલા બનાવતા રહેતા હતા, પરંતુ એમાંની કેટલીક એવી વિચિત્ર લીલા છે કે તેનો ઉલ્લેખ કર્યા વિના આ કથા ફળવતી નહીં બને. એક દિવસ તેઓ પોતાના આંગણામાં રમતા હતા, ત્યારે અચાનક એક યાચક એમના દ્વાર પર યાચનાનો પોકાર કરતો ઊભો રહ્યો. સદ્‌ગૃહસ્થોના

રિવાજ અનુસાર એમને ત્યાં પણ એ નિયમ હતો કે જો કોઈ યાચક દ્વાર પર આવે તો એને ખાલી હાથે ન કાઢી મુકાય. શ્રીચંદ્રની માતા તે વખતે કામમાં હતી, તેથી શ્રીચંદ્ર સ્વયં ભંડારમાં દોડી ગયા અને એક મુઠ્ઠી ચણા પોતાના ખોળામાં લાવ્યા. જેવા એઓ યાચકની ઝોળીમાં ચણા નાંખવા ગયા કે ભિક્ષુકે ઝોળી હટાવી લીધી અને વિસ્મયથી જોયું તો બાળકનો ખોબો આભાયુક્ત મોતીઓથી ભરેલો હતો. એને સંદેહ થયો કે અનાજને બદલે બાળક ભૂલથી મોતી તો નથી ઉઠાવી લાવ્યો! એણે એ ભયથી મોતી ગ્રહણ ન કર્યાં કે રખે મને કોઈ ચોર માને અને મારી 'પૂજા' કરે! હવે બન્ને વચ્ચે રકઝક થવા માંડી. શ્રીચંદ્ર એને આપવા ચાહતા હતા અને પેલો લેવા નહોતો ઇચ્છતો. આ બન્નેમાં વાદવિવાદ થતો હતો એટલામાં શ્રીચંદ્રની માતા પણ ત્યાં આવી પહોંચી. બાળકના હાથ મોતીથી ભર્યા છે એ જોઈ એના આશ્ચર્યનો પાર ન રહ્યો. એ જ ક્ષણે એના હૃદયમાં ભગવાન શંકરની મૂર્તિ ચમકી ઊઠી અને એણે ગદ્‌ગદ્ કંઠે ભિક્ષુકને કહ્યું કે લઈ લો. ભિક્ષુક મુક્તા લઈ આશીર્વાદ આપીને આગળ વધ્યો અને ભીની આંખે માતાએ આનંદથી પોતાની છાતીમાં બાળકને સમાવી દીધો.

## સિંહની ગુફામાં

એવી જ રીતે એક દિવસ તેઓ પાસેના એક ભયંકર વન તરફ ચાલી નીકળ્યા. એમાં એક વિશાળ હિંસક સિંહ રહેતો હતો. એ સિંહે અનેક મનુષ્યોને ફાડી ખાધા હતા.

આખું ગામ એ નરહિંસક સિંહના ડરથી ત્રાસ પામ્યું હતું. જ્યારે શ્રીચંદ્ર ત્યાં ગયા ત્યારે એમના સાથીઓએ તેમને બહુ રોકયા, પરંતુ એમણે કોઈનું કંઈ જ સાંભળ્યું નહિ. તેઓ સીધા જ્યાં એ ભયાનક સિંહની ગુફા હતી ત્યાં પહોંચ્યા એમના સર્વ સાથી ભય અને ત્રાસ પામીને ગામમાં પાછા ફર્યા. તેઓએ જ્યારે આ રોમાંચક કથા ઘેર આવીને કહી ત્યારે બધાનાં રુવાંટાં ઊભાં થઈ ગયાં. એની માની દશા વિશે તો કહેવું જ શું! ક્ષણભરમાં આ સમાચાર ચારે દિશામાં પ્રસરી ગયા અને કેટલાયે લોક એ વન તરફ દોડી ગયા. શ્રીચંદ્રના પિતામહ તથા નાનકજીના પિતા કલ્યાણરાય તે વખતે જીવતા હતા. તેઓ ગભરાઈને તત્કાળ ત્યાંના શાસક રાયબુલારની પાસે દોડી ગયા. આ વાત સાંભળતાં જ રાયબુલાર પણ પોતાની સાથે સશસ્ત્ર સિપાઈઓનુ દળ લઈ એ વનની તરફ ચાલી નીકળ્યા.

## નાગ અને સિંહની સાથે

આ લોકો એમને શોધતા શોધતા અહીંતહીં ભટકતા હતા, એટલામાં એકાએક તેઓએ જોયું કે એક વૃક્ષની નીચે શ્રીચંદ્ર સમાધિ લગાવી બેઠા છે; એક કાળો નાગ એમને ગળે વીંટળાયેલો છે અને બીજો એમના જમણા હાથમાં કુંડાળું બનીને પડી રહ્યો છે. એમની પાસે જ સિંહ પણ આંખો મીંચી, શિર નમાવી, મૌન અને શાંત બની બેઠો છે, જાણે એ સિંહ અનેક જન્મોથી એમનો પરમ ભક્ત અને શિષ્ય ન હોય! આ અપૂર્વ દૃશ્ય જોઈ બધાંએ આંખનાં કરડ્યાં,

બધાં ફાટી આંખે તે જોઈ રહ્યાં કોઈનામાં એટલી પણ હિંમત ન રહી કે એક ડગલું આગળ વધે. એ લોકો આવી દ્વિધામાં અને ભયપૂર્ણ કિંકર્તવ્યમૂઢતામાં ઊભા રહ્યા હતા, તેટલામાં શ્રીચંદ્રે આંખો ઉઘાડી. એમનાં નેત્ર ઉઘડતાંની સાથે જ ચારે બાજુ હર્ષ અને હાસ્યની જ્યોતિ વિખરાઈ પડી. જોત-જોતામાં બન્ને નાગ સરકીને અદૃશ્ય થઈ ગયા અને એ સિંહ પણ શિર ઝુકાવી જંગલમાં ચાલી ગયો. તે વખતે શ્રીચંદ્રજીએ રાયબુલારને પ્રજાપાલન અને ધર્મશાસનનો જે ઉપદેશ દીધો એ સંસારના પ્રત્યેક શાસકને માટે શાશ્વત આદર્શ જેવો છે.

## રાયબુલારને ઉપદેશ

શ્રીચંદ્રજીએ કહ્યું, “ શ્રી રાયબુલારજી, શાસક સાધારણ મનુષ્યથી કંઈક અધિક બંધનોમાં જકડાઈ રહે છે. સાધારણ મનુષ્ય તો કેવળ પોતાની અથવા પોતાના પરિવારની રક્ષા માટે ચિંતિત અને પ્રયત્નશીલ રહે છે, કિંતુ શાસક કેવળ પોતાની જ નહીં પણ સંપૂર્ણ પ્રજાની હિતકામનાને માટે નિરંતર ઉદ્યોગશીલ રહે છે. જેમ સાધારણ વ્યક્તિ પોતાના પરિવારની પ્રત્યેક વ્યક્તિને સુખી રાખવાનો પ્રયત્ન કરે છે, તેવી જ રીતે પ્રત્યેક શાસકે પોતાની પ્રજાની પ્રત્યેક વ્યક્તિને સુખી રાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. જે એમ નહીં કરે તે સાચો અને યોગ્ય શાસક નથી. જે સમયે વસિષ્ઠે રામની પાસે એવો સંદેશો મોકલ્યો કે મારી ગેરહાજરીમાં પ્રજાની સારી રીતે દેખભાળ રાખજે, એ સમયે રામે પોતાના ગુરુ-દેવને આ જ સંદેશ મોકલ્યો હતો :

स्नेहं दयां तथा सौख्यं, यदि वा जानकीमपि।
आराधनाय लोकस्य मुञ्चतो नास्ति मे व्यथा॥

[જો લોકોના અનુરંજન માટે મને સ્નેહ, દયા, સુખ અને જાનકીનો પણ પરિત્યાગ કરવો પડે, તો મને કંઈ જ દુઃખ નહીં થાય ]

આ જ વાસ્તવમાં રાજાનો આદર્શ છે શાસકે ગુણિયલ અને સજ્જનોનો આદર કરવો જોઈએ, અશાંતિ ઉત્પન્ન કરનારને દંડ દેવો જોઈએ અને સમદૃષ્ટિ રાખી ન્યાયનું પાલન કરવું જોઈએ ન્યાયના ક્ષેત્રમાં એણે ન તો વ્યક્તિ કે જાતિનો કોઈ વિચાર કરવો ઘટે, ન તો અન્યાય કરીને પ્રજાને કષ્ટ દેવું ઘટે, કારણ કે જે રાજા અન્યાયથી શાસન કરે છે એનો નાશ અત્યંત શીઘ્ર થાય છે, અને એ શાશ્વત અપકીર્તિ પામી ઇતિહાસમાં બદનામ થઈ જાય છે શાસકે સદા એ ધ્યાન રાખવું જોઈએ કે પોતાનાથી પણ મહાન એક હજાર આંખવાળો ન્યાયકર્તા પ્રત્યેક વ્યક્તિના ગુણદોષનું નિરીક્ષણ અને પરીક્ષણ કરતો હોય છે એના જ આદેશથી આ અખિલ બ્રહ્માંડ ચાલી રહ્યું છે એના પર વિશ્વાસ રાખી જો આપ સમદૃષ્ટિપૂર્વક નિયમપાલન કરતા શાસન કરશો, તો આપનું પણ કલ્યાણ થશે ''

શ્રદ્ધા ઊભરાઈ

રાયણુવારે શ્રદ્ધાપૂર્વક શ્રીચંદ્રના ચરણ પકડી લીધા શ્રીચંદ્રે એમને ઉઠાડ્યા અને બધા લોકો એમને સાથે લઈ ઘેર પાછા ફર્યા માતા તો પોતાના પુત્રને પામીને એટલી બધી

પ્રસન્ન થઈ કે જાણે એને પુર્નજન્મ પ્રાપ્ત થયો. નગરભરના લોક એમનાં દર્શન માટે ઉલટી પડયા. જેણે જેણે સિંહવાળી રોમાંચકારી ઘટના સાંભળી, તે તે તો તે જ દિવસથી એમના ભક્ત બની ગયા. હવે સર્વને વિશ્વાસ થઈ ગયો કે એ નિશ્ચય ભગવાન શંકરના અવતાર છે.

## પોતાના નાનાને ઘેર

જ્યારે તેઓ સાત વર્ષના થયા ત્યારે એમના નાના મૂલચંદ તેમને તથા તેમના નાના ભાઈ લક્ષ્મીચંદને અને તેમની માતા સુલક્ષણીને પકખોકે નામના પોતાને ગામ લઈ ગયા. ત્યાં એમણે ત્રણ વર્ષ સુધી પોતાના માતામહના પરિવારને અને ગામવાસીઓને પોતાના મધુર વ્યવહાર, હાસ્યમય મુખમુદ્રા તથા સરળ ઉપદેશથી કૃતકૃત્ય કર્યા. ત્યાં પણ જે બાળકો સાથે તેઓ રમતા એમને વીરતા, ત્યાગ, પરાક્રમ અને સદાચારનો ઉપદેશ આપતા. એનું એ પરિણામ આવ્યું કે એમના સંસર્ગથી ત્યાંનાં સર્વ બાળકો સચ્ચરિત્ર, આજ્ઞાકારી અને સુશીલ બની ગયાં.

## નૂરુદ્દીને આંગળાં કરડયાં

એક દિવસ આ જ રીતે તેઓ બાળકો વચ્ચે બેસીને ભગવાનની કથા સંભળાવતા હતા, એટલામાં એ ગામના મૌલવી નુરુદ્દીન ત્યાં આવી પહોંચ્યા. એમને કયાં ખબર હતી કે આ સાત વર્ષનો બાળક આટલા અધિકાર ને આત્મ-વિશ્વાસની સાથે ઈશ્વરની દયાળુતા, ન્યાયશીલતા અને ભક્ત-વત્સલતાના સંબંધમાં આટલું સુંદર તથા વિશદ વિવેચન કરી શકશે!

## ઈશ્વર ન્યાયશીલ તથા દયાળુ બન્ને છે

એમણે એક બાળકને પૂછ્યું, "અહીં શું ચાલે છે?" બાળકે શાંત ભાવથી એમને સમજાવી દીધું કે શ્રીહરિની કથા થઈ રહી છે.

નૂરુદ્દીન આ વાત પર કેમ વિશ્વાસ કરી શકે! તેથી એમણે શ્રીચંદ્રને હલકા પાડવાના ઉદ્દેશથી પૂછ્યું:

"કેમ ભાઈ! હરિ કોને કહે છે?"

શ્રીચંદ્રે સરલ સ્મિતપૂર્વક જવાબ આપ્યો, "જેને આપ રહીમ કહ્યા કરો છો તેને." નૂરુદ્દીને પૂછ્યું, "એ રહીમ કોણ છે?"

શ્રીચંદ્ર બોલ્યા, "જે સારા સંસાર પર રહેમ કરે છે, દયા કરે છે, મેઘમાળા બનીને સૂકી ધરતીમાં નવજીવન ભરે છે, સૂર્ય બનીને પ્રકાશ અને ઉષ્ણતા આપે છે, ચંદ્ર બનીને ઔષધિ અને વનસ્પતિઓને ચેતના દે છે, વાયુ બનીને વિશ્વભરનાં પ્રાણીઓમાં પ્રાણનો સંચાર કરે છે અને અન્ન જળ બનીને સર્વનું પોષણ કરે છે, એને જ હું હરિ કહું છું, આપ રહીમ કહો છો."

આ સમાધાનથી નૂરુદ્દીન કંઈક સંતુષ્ટ તો થયા, પરંતુ એમની જિજ્ઞાસાવૃત્તિ ચેતનવંતી જ રહી અને ફરી એમણે પૂછ્યુ:

"ઈશ્વર ન્યાય કરે છે કે અન્યાય?"

શ્રીચંદ્ર બોલ્યા, "મૌલવી સાહેબ! એ સદા ન્યાય જ કરે છે. સંસારની વિલક્ષણ વિષમતા જ એના ન્યાયીપણાનું સૌથી મોટું પ્રમાણ છે. જો એ જે કંઈ કરે છે તે

ન્યાય ન હોત તો કોણ હાથે કરીને દુઃખી થતે ? એનો ન્યાય ન હોત તો સર્વ સુખી જ બની રહેતે. આ એનાં ન્યાયને લીધે જ સર્વ પ્રાણી પોતાનાં શુભ યા અશુભ કર્મોનાં ફળ મેળવી સુખી કે દુઃખી જણાય છે. એના ન્યાયદંડથી બીને લોક કોઈને સતાવતા નથી, દુઃખ નથી દેતા. નહીં તો એક મનુષ્ય ક્યારનો બીજા મનુષ્યને ખાઈ ગયો હોત. કિંતુ એ જાણે છે કે જેના એક સાધારણ સંકેતથી પ્રલય થઈ જાય છે, તે સજગ રહીને સર્વની કરણી જુએ છે અને એનો દંડ અથવા પુરસ્કાર દેતો રહે છે. કોઈ પણ પ્રાણીમાં આ પ્રકારે નિર્ણય કરવાનું સામર્થ્ય નથી હોતું"

શ્રીચંદ્રની આ વાત સાંભળતાં જ નૂરુદ્દીને પોતાનો તર્ક ઉપસ્થિત કર્યો:

"આપે હમણાં તો ઈશ્વરને દયાળુ કહ્યો અને હવે ન્યાયી કહેવા લાગ્યા. પહેલાં એ તો બતાવો કે એ દયાળુ છે કે ન્યાયી ? જો એ બંને છે તો કેવી રીતે ? કેમ કે બંને વિરોધી ગુણ તો એકમાં સાથે નહીં રહી શકે !"

નૂરુદ્દીન ધારતા હતા કે આ વિષમ તર્કનું સમાધાન આ બાળક નહીં કરી શકે, અને જ્યારે એ ઉત્તર નહીં આપી શકે ત્યારે હું એને ઉપદેશ દઈશ. કિંતુ શ્રીચંદ્રે અવિચલ ભાવથી સમજાવતાં કહ્યું, "મૌલવી સાહેબ ! એ ઈશ્વર દયાળુ પણ છે ને ન્યાયી પણ. જે કર્મચારી છે, જેને પોતાનાં કરેલાં કર્મોનો અથવા પોતાની કર્મચીકણાનો ઘમંડ છે, જે ઈશ્વરને તુચ્છ સમજે છે, એવા લોકોની

સાથે પક્ષપાતરહિત ન્યાય કરીને તેઓને પોતાનાં કર્મોનાં ફળ ભોગવવાને વિવશ કરે છે, અને એ પ્રકારે તેઓનું અભિમાન ઉતારીને તેમને એવા નિરભિમાની ભક્ત બનાવી દે છે કે પાપાત્મા પ્રાણીઓનો ઉદ્ધાર થઈ જાય છે એ ઉપરાંત જે ભક્ત શરણે આવેલા અને નિરભિમાની છે, જે કદી પોતાનાં કર્મ કે શક્તિનો અહંકાર નથી કરતા, અને ઈશ્વરને જ ભરોસે રહીને અનિષ્ટ કર્મોથી બચતા રહે છે, તેમના પર એ દયા કરે છે અને પ્રેમપૂર્વક એમને સુખી અને પ્રસન્ન કરે છે. જ્યારે ગાયના ઘાસમાં છાણ લાગેલું હોય છે, ત્યારે ગાય એ ઘાસ ત્યાગી દે છે; પણ એ જ છાણ જ્યારે એના વાછરડાના દેહ પર લાગેલું હોય છે, ત્યારે એ જ ગાય એને પોતાની જીભથી જ ચાટીને વાછરડાને સ્વચ્છ કરવામાં લેશ પણ ઘૃણા નથી કરતી. જેમ ગાયમાં એક જ વસ્તુની બાબતમાં ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં ભિન્ન ભિન્ન વિરોધી ભાવ વિદ્યમાન થઈ જાય છે, એ જ રીતે ભગવાનમાં પણ બંને ભાવોનું હોવું સંદેહ, આશંકા અથવા આશ્ચર્યની વાત નથી."

### નૂરુદ્દીનનું સમાધાન

એ બાળકની મધુર ભાષણશૈલી, શુદ્ધ ઉચ્ચારણ, હસમુખી આકૃતિ અને સ્વાભાવિક તેજથી મૌલવી નૂરુદ્દીન એટલા પ્રભાવિત થયા કે એમણે શ્રીચંદ્રને ઈશ્વરી દૂત સમજીને અને પોતાની ઉમ્મરની મર્યાદા ભૂલી જઈને એ બાળકને નીચા નમી પ્રણામ કર્યા અને અત્યંત પ્રભાવિત

થઈ ઘેર ગયા. એટલું જ નહીં, એમણે એમની દૈવી શક્તિનો પરિચય એવી રીતે મુસલમાનોને કરાવ્યો કે હવે હિંદુ જ નહીં પરંતુ મુસલમાન પણ એમને શ્રદ્ધાની દૃષ્ટિથી જોવા લાગ્યા. અને પછી તો જે મૌલવીઓને આધ્યાત્મિક વિષયમાં કઈ જિજ્ઞાસા થતી, તે નિઃસંકોચ એમની પાસે આવી સમાધાન કરી લેતા.

## અવિદ્યાચક્રથી મુક્તિનો ઉપાય

તે સમયે પંડિત વિષ્ણુદાસજી અનેક વિદ્યાઓના અત્યંત માન્ય પંડિત હતા. તેમણે જ્યારે આ બાળકના દૈવી ગુણોનું વર્ણન અન્ય લોકોના મુખથી સાંભળ્યું, ત્યારે એમની પણ અત્યંત ઉત્કટ ઇચ્છા થઈ કે જઈને એવા અદ્‌ભુત બાળકનાં દર્શન કરવાં. પરિણામે પોતાની શિષ્યમંડળીની સાથે ફરતાં ફરતાં તેઓ પકખોકે જઈ પહોંચ્યા. ત્યાં પહોંચીને એમણે ગામવાસીઓને પૂછપરછ કરી તો માલૂમ પડયું કે શ્રીચંદ્ર વન તરફ ચાલ્યા ગયા છે. ગામવાસીઓને એ જાણી અત્યંત આશ્ચર્ય થયું કે આવો મહાવિદ્વાન એ બાળકનાં દર્શન માટે કેમ આવ્યો ! તેથી ગામલોકો પણ પંડિત વિષ્ણુદાસ વૈષ્ણવની મંડળીની સાથે સાથે ત્યાં જઈ પહોંચ્યા. ત્યાં સઘન છાયાવાળા વૃક્ષની તળે એઓ સમાધિ લગાવી બેઠા હતા. કોલાહલથી એમની સમાધિનો ભંગ થયો. પ્રણામનમસ્કાર અને કુશળમંગળ કર્યા પછી, શ્રીચંદ્રે શુભાગમનનું કારણ પૂછ્યું અને દર્શનચર્ચા શરૂ થઈ. એ પ્રસંગે શ્રીચંદ્રજીએ કહ્યું, “ કૃતઘ્નતા અને અભિમાન ઈશ્વરને પ્રિય નથી. કામ, ક્રોધ,

અને લોભ, આ ત્રણ નરકનાં દ્વાર છે. પ્રણવનો જપ અને એના અર્થનું મનન કરવાથી અતિ શીઘ્ર સમાધિલાભ પ્રાપ્ત થાય છે, તથા ભગવદારાધન, આત્મચિંતન, સંસારમાં દોષ-દર્શન તથા સાધુવચનોનું અનુશીલન કરવાથી મનુષ્ય અવિદ્યાના ચક્રથી મુક્તિ પામે છે." આ બધું વિવેચન સાંભળીને પંડિત વિષ્ણુદાસજી અત્યંત પ્રસન્ન અને સંતુષ્ટ થયા, કારણ કે એમણે જેવું સાંભળ્યું હતું તેવું જ અનુભવ્યું હતું.

## વીરનું લક્ષણ

આ ચર્ચા દરમિયાન શ્રોતાઓમાંથી સુખદયાલ નામના એક સજ્જન ઊભા થયા અને એમણે પૂછ્યું કે "વીરનું લક્ષણ શું છે અને ઈશ્વરપ્રાપ્તિ કઈ રીતે થઈ શકે ?" શ્રીચંદ્રે ઉત્તર આપ્યો, "જે કામને જીતી લે એ જ વીર છે, અને સત્સંગતિ, ગુરુસેવા તથા ગુરુમંત્રના નિરંતર જપથી ઈશ્વરપ્રાપ્તિ થઈ શકે છે." એમનો આ રીતનો ચમત્કારી ઉત્તર સાંભળીને સર્વ જયજયકાર કરી ઊઠ્યા અને પંડિત વિષ્ણુદાસજી અત્યંત ભાવપૂર્ણ તન્મયતાની સાથે પોતાને ઘેર પાછા ફર્યા.

## એક રાતનો વનવાસ

જે સમયે તેઓ પકખોકેમા રહેતા હતા તે સમયની આ ઘટના છે. તેઓને આઠમું વર્ષ ચાલતું હતું. એક દિવસ તેઓ પોતાના નાના બંધુ લક્ષ્મીચંદને સાથે લઈને વન તરફ ચાલી ગયા અને સૂર્યાસ્ત સુધી અહીંતહીં વનમાં ભ્રમણ કરતા રહ્યા. લક્ષ્મીચંદ નાનો બાળક જ હતો. એ

પરિભ્રમણથી એના પગ થાકી ગયા. એને ચિંતા થઈ કે કંઈ માર્ગ તો નથી ભૂલી ગયા! આ તરફ, જ્યારે બપોર સુધી એ બે બાળકો પાછાં ન ફર્યાં, ત્યારે દોડાદોડી થઈ ગઈ. એમનાં નાના ને નાની બન્ને ચિંતાથી વ્યાકુળ બની ગયાં. જ્યારે ગામમાં અહીંત્યાં શોધતાં પણ બન્ને બંધુઓનો પત્તો ન લાગ્યો, ત્યારે કેટલાક સાથીઓને લઈને મૂલચંદજી તેઓને શોધતા વનમાં આવી પહોંચ્યા દિનભર જંગલને ખૂણેખૂણે ફરી વળ્યા પણ બન્ને ભાઈઓનો કંઈ જ પત્તો ન લાગ્યો. જેમ જેમ રાત વધતી જતી હતી તેમ તેમ ઘરના લોકોની ચિંતા પણ વધતી જતી હતી, અને જ્યારે અધી રાત સુધી પણ બન્ને ભાઈઓ ઘેર પાછા ન ફર્યા, ત્યારે તે બધાને વિશ્વાસ થઈ ગયો કે કહો ન કહો, હિંસક પશુઓએ બન્નેને પૂરા કરી દીધા છે. આ દુષ્કલ્પના અને આશંકાથી આખા પરિવારમાં અને ગામમાં હાહાકાર મચી ગયો. લોકોનાં ઘરોમાં ચૂલા ઠંડા પડી રહ્યા અને જેને જુઓ તે વ્યાકુળ બનીને એકબીજાને આ બન્ને ભાઈઓના સકુશળ પુનરાગમન વિશે જિજ્ઞાસાથી પૂછવા લાગ્યા. જ્યારે મૂલચંદજી પોતાના સર્વ સાથીઓને લઈને ઉદાસ મુખ પર અવિરત અશ્રુપ્રવાહ સાથે પાછા ફર્યા, ત્યારે તો ઘરની સ્ત્રીઓ એવો આર્તનાદ કરી ઊઠી કે બધી દિશાઓ એમના શોકમાં સહાનુભૂતિ બતાવવા માટે એકી સાથે રડી ઊઠી.

### એ અંધારી રાત

આ બાજુ શ્રીચંદ્રે સંધ્યા થઈ એટલે પોતાના નાના

ભાઈ લક્ષ્મીચંદને ભૂખ લાગી હશે એમ માનીને એને માટે બોર લાવી દીધાં. પછી પાંદડાં બિછાવીને બન્નેએ આખી રાત એ ભયંકર જંગલમાં વીતાવી. રાતને વખતે એ શૂન્ય નિર્જન અંધકારપૂર્ણ વનમાં જ્યારે જંગલી પ્રાણીઓના ભયાનક સ્વરથી તથા ઊડતાં નિશાપક્ષીઓના કર્ણકટુ અવાજથી નાનો ભાઈ ભયભીત બની જતો, ત્યારે એઓ એને સાંત્વન આપતા અને થાબડીને સૂવાડી દેતા. ધીરે ધીરે રાત વીતી ગઈ અને પૂર્વની ક્ષિતિજ પર ઉષાનું જ્યોતિર્મય દર્શન થયું. બન્ને બાળકો પ્રકૃતિની મંગલમય ગોદમાં વૃક્ષોની કરુણ છાયા નીચે એવી રીતે શયન કરી રહ્યાં હતાં, જાણે સંપૂર્ણ દૈવી વૈભવથી યુક્ત એવી કોમળતમ શય્યા પર સ્નેહપૂર્ણ પરિજનોની છાયામાં સુખનિદ્રા ન લઈ રહ્યાં હોય!

### કરુણ નિવેદન

તે વખતે પકખોકે ગામની પાસે જ એ સમયના પ્રસિદ્ધ મહાત્મા તથા ઉદાસીન સાધુ શ્રી અવિનાશી મુનિજી પોતાની મંડળી સાથે રહેતા હતા. એ પોતાના સમયના બહુ ઉચ્ચ કક્ષાના સિદ્ધ ગણાતા હતા. લોકો પણ અત્યંત શ્રદ્ધાપૂર્વક એમનો આદર કરતા હતા. સર્વ ચોક્કસ માનતા હતા કે એમની સિદ્ધ વાણીમાં સર્વ સિદ્ધિઓનો વાસ છે, એમને માટે સંસારની કોઈ વસ્તુ અપ્રાપ્ય નથી, તેઓ અસંભવને પણ સંભવિત બનાવી શકે છે. તેથી માતા સુલક્ષણી અને એમની નાનીએ જેમ તેમ રાત તો વિતાવી, પરંતુ પ્રભાત થતાં જ તેઓ અવિનાશી મુનિ પાસે રડતીકકળતી જઈ

પહોંચી અને કુંઠિત કંઠથી હાથ જોડીને અત્યંત આર્તસ્વરમાં વિનય કરવા લાગી, "ભગવન્! અમે મહાસંકટમાં પડયાં છીએ. હવે આપના સિવાય અમારો કોઈ આધાર નથી. આપ સિદ્ધ પુરુષ છો. સર્વના ઘટઘટની જાણો છો. મારા જમાઈ તો પહેલેથી જ ઘરબાર છોડી ગયા છે. અમારી સંપૂર્ણ આશા મારી પુત્રીના બે પુત્રો પર જ છે. પણ તેઓ કાલના ન જાણે કયાં ચાલી ગયા છે. અમે બધાં શોધતાં શોધતાં હારી ગયાં છીએ, કિંતુ અત્યાર સુધી કોઈ એના સમાચાર લાવી નથી શક્યું. આપ દિવ્ય દૃષ્ટિવાળા છો, તેથી કૃપા કરીને બતાવો કે અમારી આંખોના તારા એ બન્ને પુત્રો કયાં છે ને કેવી રીતે મળશે?"

## બાળક મારાં થઈ ગયાં ને?

વૃદ્ધ નાનીના આ કરુણાજનક શબ્દો સાંભળીને શ્રી અવિનાશી મુનિએ એમને સાંત્વન દેતાં કહ્યું:

"માતા! આપ ચિંતા ન કરશો. આપના બન્ને ચિરંજીવ સકુશલ શીઘ્ર જ પાછા ફરશે."

આ સાંભળી બન્ને માદીકરીના જીવમાં જીવ આવ્યો. અને તેઓ બન્ને કૃતજ્ઞતાપૂર્ણ આવેગથી એમના ચરણમાં ઢળી પડયાં. ત્યારે અવિનાશી મુનિએ કહ્યું:

"કહો! હવે તો એ બન્ને બાળકો મારાં થઈ ગયાં ને?"

આ સાંભળી નાની તો મૌન રહ્યાં, કિંતુ ગુલદાજીએ તત્કાળ ભાવાવિષ્ટ બની ઉત્તર આપ્યો:

"ભગવન્! એ જ બન્ને શું, વિશ્વભરનાં બાળકો તમારાં જ છે. અમે કોણ દેનારાં છીએ! આપ તો ઉપદેશ દેતા રહો છો કે વંશવિચ્છેદ મહાભારી પાપ છે. એ જ કારણસર મહામુનિ સંતરેણજી ઉદાસીને મારા પતિને ઉપદેશ આપ્યો હતો કે જ્યાં સુધી સંતાનોત્પત્તિ ન થાય, ત્યાં સુધી વિરક્ત બની ઘરબાર ન છોડશો." શ્રી અવિનાશી તત્કાળ માતા સુલક્ષણીનો મર્મ સમજી ગયા. એમણે કહ્યું:

"સારું! બેમાંથી એક તો મારો થઈ ગયો ને?"

માતા સુલક્ષણીએ સ્વીકૃતિસૂચક માથું હલાવી દીધું ને બોલ્યાં, "બન્ને જ આપના છે. જેને આજ્ઞા કરશો તે આપનાં ચરણોમાં ઉપસ્થિત થઈ જશે."

મુનિજીએ કહ્યું, "એમાં આજ્ઞાની વાત નથી. જે બાળક મારા ધ્યાનમાં છે તે સ્વયં મને શોધી લેશે."

હર્ષોલ્લાસ

મુનિજીની આજ્ઞા લઈ તેઓ હજી ઘેર પણ નહીં પહોંચ્યાં, ત્યાં તો બન્ને બાળકો હસતાંરમતાં સામે આવતાં નજરે પડયાં, અને તેની પાછળ ગામનાં માણસો અને બાળકોનો એક વિશાળ સમુદાય 'આવી ગયા! આવી ગયા!' નો પોકાર કરતો એમના ઘર તરફ આગળ વધતો હતો.

હર્ષવિહ્વલ માતા અને નાનીએ દોડીને બન્ને બાળકોને ગળે લગાડી દીધાં. ક્ષણભરમાં આખો પરિવાર એવી રીતે આનંદમગ્ન બની ગયો, જાણે એમનાં શરીર પર કોઈએ અમૃતવર્ષા ન કરી હોય!

## એ વિવાહ નહીં કરે

એમના આ રોજના વનવિહારથી એમના નાના બહુ ચિંતામગ્ન થઈ ગયા. તેઓએ જોયું હતું કે નાનકદેવ ગૃહસ્થ હોવા છતાં પણ વિરક્ત બની રહેતા હતા અને પોતાનો અધિક સમય એકાંત ચિંતનમાં વિતાવતા હતા. તેથી એમને ચિંતા થઈ કે નાનકની માફક આ છોકરો પણ ઘરબાર છોડી વૈરાગી તો નહીં બની જાય! તેઓ પૂરા સંસારી હતા, તેથી તેમણે શ્રીચંદ્રને બોલાવીને બહુ સમજાવ્યા કે કાંઈ કામકાજ શીખવું જોઈએ. તેઓએ વનની ભીષણતા સંભળાવી એમને ભયભીત કરવાનો પણ પ્રયત્ન કર્યો અને એક દિવસ એમની માતા સુલક્ષણીને પણ ઉપદેશ કર્યો, "જો બેટી! સમય બહુ ખરાબ છે. આને બહાર ન જવા દેતી. હું એના વિવાહની ગોઠવણમાં છું. કોઈ સાંભળી જશે કે આ તો જંગલોમાં હરેફરે છે તો કોણ એને પોતાની કન્યા દેશે?" પણ માતા સુલક્ષણી તો એને સારી રીતે જાણતાં હતાં. એમણે પોતાના પિતા મૂળચંદજીને કહ્યું:

"આ બાળક તો સાક્ષાત્ શિવ છે. એને કોઈ જીવ કષ્ટ નહીં દઈ શકે. એના વિવાહની પણ ચિંતા ન કર્યા કરો, કારણ કે આ તો યોગીશ્વર છે. એ વિવાહના ચક્રમાં નહીં પડે."

## દાદીની મમતા

જે સમયે શ્રીચંદ્ર પોતાના નાના ભાઈ લક્ષ્મીચંદની સાથે પક્ખોકે ચાલ્યા આવ્યા હતા, તે સમયે એમનાં દાદી

તૃપ્તાજીને એમના વિના અત્યંત સૂનું સૂનું લાગતું હતું. પોતાના આ પૌત્રોને જોયા વિના એમને ન દિવસે ચેન પડતું કે ન રાત્રે નિદ્રા આવતી. એમણે પોતાના પતિ કલ્યાણરાયને કહ્યું કે બન્ને બાળકોને લઈ આવો, મને ચેન નથી પડતું. આ બન્ને ભાઈઓને ગયે પણ બે વર્ષ વીતી ગયાં હતાં, તેથી દાદીનું ગભરાવું પણ સ્વાભાવિક હતું. પરિણામે કલ્યાણ-રાય પકખોકે ગયા, અને મૂળચંદજીની મરજી નહીં હોવા છતાં પણ તેઓને સમજાવીને બન્ને છોકરાને પોતાને ઘેર લઈ આવ્યા.

કોણ જાણતું હતું....!

તેઓના ઘેર પાછા ફરવાથી વૃદ્ધ તૃપ્તાજીને તો આનંદની સીમા ન રહી. જો કે શ્રીચંદ્ર નિશ્ચય કરી ચૂકયા હતા કે હું ઘરબાર છોડી વિરક્ત થઈ જઈશ, પણ તેઓ પોતાના મનની વાત પોતાની દાદીને એટલા માટે નહોતા કરતા કે રખેને આ સમાચાર સાંભળી તે વિચલિત થઈ જાય ! તેઓ પોતાના નાનાભાઈ લક્ષ્મીચંદને પણ હૃદયથી ચાહતા હતા. એ એમનો એટલો તો આજ્ઞાકારી અને અંધભક્ત હતો કે જો તેઓ એને કૂવામાં ભૂસકો મારવા કહેત તો તત્કાળ કૂદી પડત. પોતાના પૌત્રને લાડ લડાવવામાં તૃપ્તાજી મગ્ન હતાં. એમને કલ્પના પણ નહોતી કે મારો આ ભોળો, હસમુખો, મધુરભાષી પૌત્ર લોકકલ્યાણને માટે એક દિવસ ઘરબાર છોડીને ચાલ્યો જશે.

## વિદ્યાર્જનની અનુમતિ

**मनस्वी कार्यार्थी गणयति न दुःखं न च सुखम्।**

[ મનસ્વી કાર્યાર્થી ગણે ન દુઃખ કે સુખ ]

નાનાને ઘેરથી પાછા ફરતા સુધીમાં તેઓ અગિયારમા વર્ષમાં પદાર્પણ કરી ચૂકયા હતા. કુલપરંપરા અને વર્ણાશ્રમ મર્યાદાને અનુસાર હવે એમનો યજ્ઞોપવિત સંસ્કાર કરવાનું આવશ્યક ગણાયું. પરિણામે પંડિત હરદયાલ શર્માએ શુભ મુહૂર્ત જોઈને એમના યજ્ઞોપવિત સંસ્કાર કર્યા અને તે બાદ એમને તેમની જ પાસે શિક્ષાપ્રાપ્તિ માટે મોકલવામાં આવ્યા.

### વિદ્યાર્જન

આમ તો એમણે બાલ્યાવસ્થાથી જ પોતાના ઉચ્ચ વિચારો અને ભાવોનો પરિચય દેવાનો પ્રારંભ કરી દીધો હતો, પરંતુ જ્યારે એમણે નિયમિત વિદ્યાભ્યાસનો આરંભ કર્યો, ત્યારે એમના પુરાતન જન્મસંસ્કાર સહસા પ્રગટી નીકળ્યા. સાક્ષાત્ નાદસ્વરૂપ ભગવાન શંકરના અવતાર હોવાને લીધે બધી વિદ્યાઓ એમની બુદ્ધિમાં સ્વયં પ્રદીપ્ત થઈ ગઈ. જે

વેગશીલ ગતિથી એમણે અક્ષરજ્ઞાન પ્રાપ્ત કર્યું, અને અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરતાં જ જે સરળતાથી એમણે શ્રીમદ્ ભગવદ્ગીતાનો પાઠ પ્રારંભ કર્યો, તે પરથી એવું પ્રતીત થતું હતું કે જાણે એમની સ્વાભાવિક પ્રતિભા કોઈ અલૌકિક શક્તિથી પ્રેરિત બનીને એમને માટે જ્ઞાનનાં બધાં દ્વાર સહસા ખોલતી નહીં જતી હોય! આ નૈસર્ગિક તથા સાંસ્કારિક પ્રતિભાને કારણે જ અન્ય શિષ્યો કરતાં એમની વૃત્તિ અભ્યાસ પ્રતિ અધિક હતી. પોતાની આ અધ્યયનશીલતા, મેધાવિતા તથા નિષ્ઠાથી એમણે પોતાના ગુરુદેવને એટલા તો પ્રભાવિત કર્યા કે એમને વિદ્યાદાન કરવામાં તે કોઈ પ્રકારનો સંકોચ નહીં કરતા અને અત્યંત તત્પરતા, સ્નેહ અને મનોયોગથી સમય અસમયનો વિચાર કર્યા વિના એમને શીખવ્યા કરતા.

## ગુરુની મંત્રણા

બુદ્ધિમાન શિષ્ય મળવાથી પ્રત્યેક ગુરુને સ્વાભાવિક ઉલ્લાસ થાય છે પોતાના અપ્રતિમ પ્રતિભાશાળી શિષ્ય શ્રીચંદ્રને મેળવીને શર્માજી એટલા બધા પ્રસન્ન થયા કે જ્યારે પણ અવસર મળતો, ત્યારે એમની પ્રશંસા કરતા થાકતા નહીં. ગુરુની કૃપા અને પોતાની વિલક્ષણ પ્રતિભાથી એમણે થોડા જ સમયમાં પંડિતજીની પાસે હતા તે બધા ગ્રંથો શીખી નાખ્યા. કિંતુ આટલી વિદ્યાથી ન તો ગુરુને સંતોષ થયો કે ન શિષ્યને તેથી શર્માજીની ઇચ્છા થઈ કે આ બાળકને સંસ્કૃતનું ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે કશે બહાર મોકલવો

શ્રીચંદ્રના દાદા કલ્યાણરાયજીની એવી અભિલાષા હતી

કે સ્થાનિક પાઠશાળામાં થોડું ધાર્મિક શિક્ષણ અપાવી એમને કોઈ લાભકારી વિદ્યા શીખવામાં પ્રવૃત્ત કરવામાં આવે. પણ પંડિતજી નિશ્ચયપૂર્વક માનતા હતા કે લાભકારી વિદ્યાના ચક્કરમાં નાખવાથી આવા તેજસ્વી બાળકનું ભવિષ્ય નષ્ટ થઈ જશે. થોડા દિવસો સુધી તો તે સંકોચવશ મૌન રહ્યા, કિંતુ એક દિવસ એમણે નિશ્ચય કર્યો કે આ બાળકનું તથા દેશનું હિત જોતાં મારે કલ્યાણરાયજી પાસે જઈને તેમને સમજાવવા જોઈએ. આખરે એમણે કલ્યાણરાયજીને જઈને સ્પષ્ટ કહ્યું, “ આ બાળક આપનો પૌત્ર છે, તેથી આપ એને જે પ્રકારનું શિક્ષણ આપવા ઇચ્છો તે આપવાનો આપને અધિકાર છે, કિંતુ જે બાળક સંસ્કૃતનું ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરીને આ દેશ અને જાતિની સાથે સાથે ભારતીય સંસ્કૃતિનો પણ સમુદ્ધાર કરી શકવાને સમર્થ છે, તે વિલક્ષણ અને મેધાવી બાળકનું આખું ભવિષ્ય આપ લાભકારી વિદ્યા શીખવી શું કામ નષ્ટ કરવા ચાહો છો ?”

તેઓની આ દૃઢતાપૂર્ણ ઉક્તિ સાંભળીને. કલ્યાણરાયજીએ પોતાનો સંશય વ્યક્ત કરતાં કહ્યું :

“ આપ કહો છો તે ઠીક છે. હું પણ આ બાળકની અપૂર્વ શક્તિ અને બુદ્ધિથી સારી રીતે પરિચિત છું અને મને પૂર્ણ વિશ્વાસ છે કે એ મહાન બનનાર છે, પરંતુ મને. ભય એ જ છે કે રખેને એ પણ પોતાના પિતાની માફક ઘરબાર છોડીને વિરક્ત ન બની જાય ! જો એવું થયું તો અમારી રહીસહી આશા પણ ધૂળમાં મળી જશે. હું

તો ઇચ્છું છું કે હવે એને કોઈ લાભકારી વિદ્યા શીખવવામાં આવે, કારણ કે એ તો અત્યારથી જ સંતમહાત્માના જેવી વાતો કરવા લાગ્યો છે. જો એ સંસ્કૃત શીખે તો તો એ કદાચ હાથથી જતો રહેશે. તેથી હું તો એ જ ઉચિત સમજું છું કે એને રાજભાષા ફારસી શીખવવામાં આવે, અને જેમ બને તેમ જલદીથી એના વિવાહ કરવામાં આવે.”

પંડિતજીએ કલ્યાણરાયની આ ઘાતક વાત સાંભળી, સાંભળીને તે મૌન થઈ ગયા, મૌન બનીને ક્ષણભર ચિંતામગ્ન રહ્યા, ચિંતામગ્ન અવસ્થામાં જ ત્યાંથી ઊઠ્યા અને ઊઠીને કંઈ પણ કહ્યા વિના પોતાને ઘેર પાછા ફર્યા.

**શ્રીચંદ્રનો નિશ્ચય**

જ્યારે શ્રીચંદ્રને ખબર પડી કે મારા દાદા ઉચ્ચ સંસ્કૃત વિદ્યાભ્યાસમાં બાધારૂપ બની મને ફારસી શીખવવા અને મારા વિવાહ કરવાને તત્પર છે, ત્યારે એમને બહુ ચિંતા થઈ. એમણે વિચાર કર્યો કે દાદાને સમજાવવા તો મુશ્કેલ છે, પણ જો મારી માતાને સમજાવી લઉં તો મને સગવડ થઈ જશે. એક દિવસ જ્યારે કલ્યાણરાયજી કશે બહાર ગયા હતા, ત્યારે એ પોતાનાં દાદી શ્રીમતી તૃપ્તાજીની પાસે ગયા અને એમને કહ્યું કે હું મારી માતા પાસે જવા ઇચ્છું છું. એમનાં દાદી એમને પોતાની નજરથી દૂર ક્યાંથી થવા દે! એમણે કહ્યું, “ના, હું નહીં જવા દઉં.” કિંતુ જ્યારે એમણે બહુ હઠ કરી ત્યારે એ વૃદ્ધ દાદીનું બધું તેજ બાળકની સરિતામાં વહી ગયું, અને એમની પાસે એવું વચન લઈને પકખોકે જવાની રજા આપી કે તારે એકબે

દિવસમાં પાછા ફરવું.

## માતાને પ્રાર્થના

એક વ્યક્તિને સાથે લઈને જ્યારે તેઓ પકખોકે પહોંચ્યા, ત્યારે એમના નાના, નાની અને માતાના હર્ષની સીમા ન રહી, અને ગામવાસીઓ પણ એમના દર્શનને માટે આતુર બનીને આવવા લાગ્યા. બધાને શુભ સમાચાર પૂછ્યા બાદ એમણે એકાંતમાં પોતાની માતાને કહ્યું, "હું આ વખતે બહુ મુસીબતમાં આવી પડયો છું. દાદાજી મને ફારસી શીખવી અને મારા વિવાહ કરી મને કોઈ વેપારમાં જોડી દેવા ચાહે છે, કિંતુ મારે તો નથી ફારસી શીખવી કે નથી વિવાહ કરવો. મારી માનસિક વૃત્તિ તો તમે સારી રીતે જાણો છો. હું સંસારના કોઈ પણ બંધનમાં બંધાઈ રહેવા નથી ચાહતો. જો મને બંધનમાં બાંધવાનો પ્રયત્ન કરવામાં આવશે તો એનું પરિણામ કોઈને પણ માટે શ્રેયકર નહીં બને. તેથી તમે આ સંકટમાં મારી રક્ષા કરો, કારણ કે તમે મારી માતા છો અને જન્મથી જ મારી વૃત્તિને જેટલી તમે જાણો છો એટલી કોઈ નથી જાણતું."

## આજ્ઞા મળી ગઈ

શ્રીમતી ગુલઝાબુ અન્ય માતાઓ જેવી મોહમયી માતા નહોતાં. એઓ પોતાના પુત્રની વૈરાગ્યવૃત્તિને સારી રીતે જાણતાં હતાં. તેથી જ્યારે શ્રીચંદ્રે પોતાનો નિશ્ચય એમને કહી સંભળાવ્યો ત્યારે એઓ તત્કાળ સહમત થઈ ગયાં, અને એમણે કહ્યું, "બેટા! તું ચિંતા ન કર. તારા સત્યસંકલ્પમાં કોઈ વિક્ષેપ નહીં બની શકે. તું જે ચાહે છે તે જ થશે."

ત્યારપછી શ્રીચંદ્રે પોતાના ગુરુજીનો મત પણ માતાજીને કહી સંભળાવ્યો કે મારા સંસ્કાર માટે મારે સંસ્કૃત શીખવાની આવશ્યકતા છે. આ પ્રસ્તાવ પણ સુલક્ષણાએ તત્કાળ સ્વીકારી લીધો, કારણ કે એમને એ વાત સારી રીતે યાદ હતી કે આ બાળક શ્રી અવિનાશી મુનિ પાસે ગુરુમંત્ર લઈને એમનો શિષ્ય બનશે; તેથી સંસ્કૃતશિક્ષણના અભ્યાસથી એને વંચિત ન રાખવો જોઈએ, કારણ કે શાસ્ત્રોનું અનુશીલન અને વિદ્વાનોના સત્સંગથી જો એ મહાપુરુષ બની જાય તો હું મારો જન્મ સફળ થયો સમજીશ. આ મધુર કલ્પના આવતાં એમણે શ્રીચંદ્રને આદેશ કર્યો કે તારી જ્યાં ઇચ્છા હોય અને જ્યાં તારા ગુરુજી કહે ત્યાં જઈને અભ્યાસ કરી લે. કિંતુ મને ભૂલી નહીં જતો અને કદી કદી આવીને મને મળી જજે.

## કાશ્મીર માટે પ્રસ્થાન

માતાની આજ્ઞા મળી જવાથી એઓ પૂર્ણ નિશ્ચિંત થઈ ગયા. કલ્યાણરાય તથા તૃપ્તાજીની સ્નેહાનુરોધની બાધા એમની માતાએ દૂર કરી દીધી. અંતમાં એમણે પોતાના ગુરુની આજ્ઞા લઈ અને એમની સલાહથી કાશ્મીર માટે પ્રસ્થાન કર્યું. જે બાળકે પોતાની અલૌકિક શક્તિથી પોતાની બાલ્યાવસ્થામા જ આટલા દિવ્ય ચમત્કાર પ્રદર્શિત કર્યાં હોય, અને જે ઘરના જ નહીં, પરિવારના જ નહી, સંપૂર્ણ ગામ અને જનસમૂહના પ્રિયપાત્ર હોય, એમનો ક્ષણિક વિયોગ પણ કેટલો કષ્ટકર હોય! તો આ તો ઘણા દિવસો માટે

આંખોથી દૂર થતા હતા, એટલે એમનો વિયોગ કેટલો હૃદય-દ્રાવક હશે! કિંતુ માતા સુલક્ષણીનું ધૈર્ય અપૂર્વ હતું. મોહથી પ્રેરિત જે અશ્રુબિંદુઓએ એમનાં નેત્ર સજળ કરી દીધાં હતાં, તે પુત્રના ઉત્કર્ષની કલ્પનાને કારણે બાધક ન બન્યાં. એ રીતે આખા પરિવારને વિચિત્ર સ્નેહમય વિયોગમાં વ્યાકુળ બનાવીને એઓ અભ્યાસ કરવા માટે કાશ્મીર ચાલી ગયા.

## શાસ્ત્રપરીક્ષા

### वादे वादे जायते तत्त्वबोध.

ઉપનયનસંસ્કારના શુભ અવસર પર સમસ્ત ઉત્તર ભારતમાં એવી પ્રથા છે કે ઉપનીત બાળક કાશી અથવા કાશ્મીર જઈને વિદ્યાર્જન કરવાની ઇચ્છા પ્રગટ કરે છે અને તે વખતે એ બાળકના નિકટ સંબંધી, મુખ્યત્વે એના બનેવી એને આગ્રહ કરે છે કે "નહીં, તું બહાર શીખવા ન જા, હું તારો વિવાહ કરાવી દઈશ" લોકાચાર અનુસાર વિવાહનો પ્રસ્તાવ સાંભળતા જ ઉપનીત બાળક કાશી કે કાશ્મીર જવાનો વિચાર મુલતવી રાખે છે આ પ્રથાના દૂષણની આપણે ભલે નિંદા કરીએ, પરંતુ સ્પષ્ટ રૂપે એમાંથી બે અર્થ નીકળે છે એક તો એ કે અત્યંત પ્રાચીન કાળમાં કાશી અને કાશ્મીર દેવવાણીમાં સુરક્ષિત રહેલી ભારતીય વિદ્યાના પ્રમુખ કેન્દ્ર હતા અને ત્યાંના નિર્લોભી, સદાચારી, સદ્‌વૃત્ત તથા ત્યાગી બ્રાહ્મણો નિરંતર બ્રહ્મદાન કરવામાં જ પોતાના જીવનની સાર્થકતા સમજતા હતા બીજો અર્થ એ છે કે સર્વ માતપિતા એટલા સંપન્ન અને નિર્મોહી નહીં હતા કે તેઓ પોતાના બાળકોને અભ્યાસ માટે આટલે દૂર મોકલી

શકે. કિંતુ જે પરિવારોમાં જ્ઞાનપ્રાપ્તિના સ્વાભાવિક સંસ્કાર હતા અથવા જેને ત્યાં વિદ્યા પ્રાપ્ત કરવામાં જ ગૌરવ મનાતું હતું, તે કષ્ટ ઉઠાવીને અને મોહને તિલાંજલિ આપીને પોતાનાં બાળકોની બુદ્ધિ અને આત્માના સંસ્કારને માટે એમને કાશી અથવા કાશ્મીર મોકલતા જ. અને જેમનામાં એટલું સામર્થ્ય નહોતું તેઓ કોઈ આસપાસની પાઠશાળામાં વિરક્ત અને સંતોષી બ્રાહ્મણ પંડિત પાસે બાળકને અભ્યાસ માટે મોકલીને સંતોષ માનતા.

**અગ્રહાર**

કાશી, કાશ્મીર, ઉજ્જૈન, નવદ્વીપ આદિ એવા કેટલાય પ્રસિદ્ધ જ્ઞાનપ્રદેશ તે વખતે અસ્તિત્વમાં હતા, જ્યાં ઘેરેઘેર પ્રતિષ્ઠિત વિદ્વાન અને આચાર્ય જ્ઞાનપ્રદીપ બનીને દિનરાત જ્ઞાનજ્યોતિનો પ્રકાશ પાથર્યા કરતા હતા. આ બ્રાહ્મણોના દૈનિક પોષણ માટે તે તે સ્થાનના ભૂમિપતિ અથવા શાસક ભૂમિદાન તો દેતા જ, પણ સાથે સાથે થોડાં ગામો પણ આપતા હતા. કદી કદી તો ગામનાં ગામ વિદ્વાન બ્રાહ્મણોને કરની માફી સાથે આપવામાં આવતાં. એવા વિદ્વાન બ્રાહ્મણની વસ્તીને બ્રહ્મપુરી અથવા અગ્રહાર કહેતા અને આ પ્રકારના દાનને ભટ્ટવૃત્તિ. હિંદુ શાસકોએ આ પ્રકારની ભટ્ટવૃત્તિ તથા અગ્રહારોનું નિરંતર પોષણ અને સન્માન કર્યું છે.

**પંડિત પુરુશોત્તમ કૌલ**

આ પ્રકારના સંતોષપૂર્ણ વાતાવરણવાળાં ગુરુકુળોની ઉદાત્ત પરંપરામાં પુષ્ટ બનીને જે વિદ્વાન બહાર પડતા તેઓ

સાર્વજનિક સંસ્થાઓ અથવા વ્યક્તિઓના સેવક બનવાને બદલે પોતાના વ્યક્તિગત તેજથી આત્મકલ્યાણ અને લોકકલ્યાણ કરતા ફરતા હતા. કાશી કે કાશ્મીરના આચાર્યોમાં એટલી ઉદારતા હતી કે તેઓ શિષ્યોને જ્ઞાનદાન દેવાની સાથે સાથે તેઓના ભોજન અને નિવાસની વ્યવસ્થા પણ કરતા. એવા જ ઉદાર વિદ્વાન બ્રાહ્મણોની સાત્વિક પરંપરામાં કાશ્મીરના પંડિત પુરુષોત્તમ કૌલ પણ હતા.

## ચંદ્રમૌલિ

આમ તો પરંપરા અનુસાર કોઈ પણ ગુરુ કોઈ પણ શિષ્યને વિદ્યા દેવામાં સંકોચ નહીં કરતા. કિંતુ જો કોઈ સાચો શિષ્ય મળી જતો તો એ અધિક ઉત્સાહથી એને વિદ્યા શીખવતા, કારણ કે તે વખતના આચાર્યોમાં એવી માન્યતા હતી કે સાચા શિષ્યને સંપૂર્ણ વિદ્યાપ્રદાન કરવાથી મનુષ્ય ઋષિઋણથી પૂર્ણપણે ઋણમુક્ત થઈ જાય છે. શ્રીચંદ્રને શિષ્ય તરીકે મેળવીને પંડિત પુરુષોત્તમ કૌલને પણ એવો વિશ્વાસ થઈ ગયો કે હું ચોક્કસ આ જન્મમાં ઋષિઋણ ચુકાવી દઈશ. તેઓ અત્યંત મનોયોગ અને ધૈર્યથી શ્રીચંદ્રને શીખવવા લાગ્યા, અને એઓ પણ પોતાના ગુરુદેવની આશાને અનુરૂપ અત્યંત તીવ્ર ગતિથી ગુરુપ્રદત્ત જ્ઞાનને પચાવવા લાગ્યા. ગુરુજીની એમના પર આટલી બધી કૃપા જોઈને ત્યાંના કેટલાક શિષ્યો એમની અદેખાઈ કરવા લાગ્યા, પરંતુ જેઓ એના ગુણ જાણતા હતા તેઓએ એમને 'ચંદ્રમૌલિ'ની ઉપાધિ આપીને એમનું સન્માન કર્યું.

## વનપ્રેમ

એમનો સ્વાભાવિક વનપ્રેમ ત્યાં પણ એમનામાં પ્રગટ્યો. પોતાના ગુરુદેવ પાસેથી પાઠ લઈને એઓ પાસેના વનમાં પહોંચી જતા, અને પુસ્તક એક બાજુ રાખીને સમાધિસ્થ થઈ જતા. જ્યારે કેટલાક વિદ્યાર્થીઓને એ વાતની ખબર પડી ત્યારે તેઓએ ગુરુદેવને આવીને કહ્યું કે, "શ્રીચંદ્ર આપની પાસેથી તો પાઠ લઈને જાય છે, કિંતુ વનમાં જઈને અહીંતહીં ભટકે છે. નથી તો એનું ચિત્ત શીખવામાં લાગતું કે નથી તો એને પાઠ આવડતો." ગુરુદેવ તો જાણતા જ હતા કે આ બધી એ વિદ્યાર્થીઓની કેવળ ચાડીચુગલી છે. તેમાં તેઓને ઠેકાણે લાવવા એમણે તત્કાળ શ્રીચંદ્રને બોલાવ્યા અને આગળપાછળના પૂરા પાઠો પૂછી લીધા. શ્રીચંદ્રે એવા સ્વાભાવિક પ્રવાહથી ઉત્તર દેવા માંડ્યા કે જાણે અનેક જન્મોથી એ વિદ્યા એમના રક્તમાં ચાલી આવી હતી. જ્યારે એમાં પણ વિદ્યાર્થીઓને હાર માનવી પડી, ત્યારે તેઓએ કહ્યું કે શાબરભાષ્યના તર્કપાદનો કોઈ ફકરો પૂછો; તેથી ગુરુદેવે પ્રથમ સૂત્ર 'ઔત્પત્તિકઃ'ની વ્યાખ્યા કરવાની આજ્ઞા કરી. શ્રીચંદ્રે વિસ્તૃત વ્યાખ્યાની સાથે સાથે શ્લોકવાર્તિકના ભાવોનું પણ સ્પષ્ટીકરણ કર્યું. આ જોઈ ગુરુદેવ અને શિષ્યો પર એમની અલૌકિક સ્મરણશક્તિ તથા વિવેચનાબુદ્ધિની વિલક્ષણ છાપ પડી, કારણ કે જે સૂત્રની વ્યાખ્યા શ્રીચંદ્રને પૂછવામાં આવી હતી એનો પાઠ એણે ગુરુમુખેથી સાંભળ્યો પણ નહતો. આ સંપૂર્ણ ઘટનાચક્રમાં સૌથી અદ્‌ભુત વાત તો એ બની

કે જે શિષ્યોએ શ્રીચન્દ્રની ફરિયાદ કરી હતી, તેમના પ્રતિ પણ એમણે રોષ અથવા અસદ્ભાવ પ્રગટ કર્યો નહીં, તેમ જ કોઈની આગળ તેઓના આ કુકર્મની ચર્ચા કે આલોચના પણ કરી નહીં.

### પરીક્ષા

એ ગુરુકુળોમાં આજકાલ જેવી પરીક્ષા નહોતી થતી રોજ રોજ જે કંઈ ગુરુદેવ શીખવતા તે બીજે દિવસે લઈને જ પછી આગળના પાઠ ચાલતા તેથી પરીક્ષા તો નિત્ય ચાલતી જ રહેતી તે ઉપરાંત શિષ્યો સ્વયં પણ પોતાની વચ્ચે સવાલ જવાબ કરીને પોતપોતાની પરીક્ષા કરતા અને જે કંઈ ત્રુટિ દેખાતી તે પૂર્ણ કરી દઈ આગળ વધતા એ દિવસોમાં શાસ્ત્રાર્થના રૂપમાં સામૂહિક પરીક્ષા પણ થતી હતી, જેમાં એક જ ગુરુકુળના શિષ્યો બે ભાગમાં વિભક્ત થઈને એક ભાગ પૂર્વપક્ષ ગ્રહણ કરતો અને બીજો ઉત્તરપક્ષ એમાં ગુરુદેવ પરીક્ષક બનતા અને શાસ્ત્રાર્થ પૂર્ણ થતા તેઓ નિર્ણય આપતા કે કોનો પક્ષ પ્રબળ હતો અને કોનો નિર્બળ જેઓનો પક્ષ નિર્બળ રહેતો તે વધુ ઉત્સાહ અને લગનથી અભ્યાસ કરવા મંડી જતા આ રીતે તેઓમાં સાત્વિક અને સ્વસ્થ પ્રતિયોગિતા તથા પ્રતિદ્વંદ્વિતાનો ભાવ ઉત્પન્ન થતો કદી કદી બબ્બે ગુરુકુળોના શિષ્યોમાં પણ પરસ્પર શાસ્ત્રાર્થ થયા કરતો આજે પણ નાગપંચમીને દિવસે કાશીમાં અનેક સ્થાનો પર આ જ પ્રકારે શાસ્ત્રાર્થ થયા કરે છે આ પરીક્ષાઓ ઉપરાંત જેમ દ્રોણાચાર્યે વૃક્ષ પર લાકડાની ચકલી

ટાંગીને પોતાના રાજસી શિષ્યોને એની આંખ વીંધવાનું કહ્યું હતું અને જેમાં કેવળ અર્જુન જ સફળ થઈ શકયા હતા તેવી કૌશલપરીક્ષાઓ પણ થતી. પ્રાયઃ દર્શન, વ્યાકરણ આદિની પરીક્ષાઓ શાસ્ત્રાર્થ દ્વારા જ સિદ્ધ થતી હતી.

પડકાર

હવે શ્રીચંદ્ર ચૌદમા વર્ષમાં પ્રવેશ કરી રહ્યા હતા અને એમનો અભ્યાસ પણ ચાલુ હતો, એટલામાં કાશીના પ્રસિદ્ધ વિદ્વાન પંડિત સોમનાથ ત્રિપાઠી પોતાની અગાધ વિદ્વતાથી દિગ્વિજય કરતા કરતા કાશ્મીર આવી પહોંચ્યા, અને આવતાં જ એમણે કાશ્મીરના પંડિતોને શાસ્ત્રાર્થ માટે પડકાર કર્યો. કાશ્મીરની સંપૂર્ણ વિદ્વાનમંડળીનું નેતૃત્વ તે વખતે શ્રી પુરુષોત્તમ કૌલ જ કરતા હતા. તેથી સ્વાભાવિક રીતે આ પડકાર એમને જ માટે હતો. જો કે તેઓ પણ અસાધારણ વિદ્વાન અને ઉદ્ભટ શાસ્ત્રાર્થી હતા, કિંતુ સોમનાથ ત્રિપાઠીના દિગ્વિજયનો ડર એમના હૃદયમાં એટલો બધો વ્યાપ્ત થઈ ગયો હતો કે તેઓ એકાએક નિશ્ચય જ ન કરી શકયા કે આ પડકારનો સ્વીકાર કરવો કે નહીં. આ સમસ્યા હોવા છતાં પણ કોઈનો લલકાર સાંભળીને ભાગી જવું એ કાયરતાનું લક્ષણ સમજતા હતા. તે વખતે પંડિતોમાં એવી પરંપરા હતી કે જો કોઈ એમને શાસ્ત્રાર્થ માટે લલકારે તો તેઓ પોતાના કોઇ યોગ્ય શિષ્યને જ ઊભો કરી દેતા. શ્રીચંદ્રમાં શાસ્ત્રાર્થની યોગ્યતા જોઈ ને પંડિત પુરુષોત્તમ કૌલે પંડિત સોમનાથ ત્રિપાઠીને કહેવડાવી દીધું કે મારો શિષ્ય ચંદ્રમૌલિ આપની સાથે શાસ્ત્રાર્થ કરશે.

આશંકા

કાશ્મીરના પંડિતો તથા અન્ય શિષ્યોએ જ્યારે એ સમાચાર સાંભળ્યા, ત્યારે એમના મનમાં તીવ્ર આશંકા જાગી કે આ ચૌદ વર્ષનો બાળક દિગ્વિજયી સોમનાથ ત્રિપાઠીની સામે કેમ ઊભો રહી શકશે? તેઓ બધા પુરુષોત્તમ કૌલ પાસે આવ્યા અને એમને પોતાની આશંકા કહી સંભળાવી. એ સાંભળીને તથા મસલત કર્યા પછી પંડિત પુરુષોત્તમ કૌલે પ્રસ્તાવ મૂક્યો કે પ્રથમ આપ સર્વ શ્રીચંદ્રની પરીક્ષા લો. જો આપ લોકોની દૃષ્ટિમાં શ્રીચંદ્ર યોગ્ય જણાય તો એને શાસ્ત્રાર્થ માટે મોકલવા, નહીં તો નહીં. શ્રીચંદ્રને બોલાવવામાં આવ્યા. ત્યાં ઉપસ્થિત સર્વ વિદ્વાનો અને વિદ્યાર્થીઓએ એમને જે જે પ્રશ્નો કર્યાં તે તેનું એમણે અત્યંત વિદ્વતાપૂર્ણ તથા યુક્તિ-પૂર્ણ સમાધાન કરી દીધું. આ સમાધાનથી સંતુષ્ટ થઈને સર્વેએ એકમતથી સ્વીકૃતિ આપી દીધી કે ચંદ્રમૌલિ જ શાસ્ત્રાર્થ કરે.

શાસ્ત્રાર્થ

બીજે દિવસે વિદ્વાનો, શિષ્યો તથા પ્રતિષ્ઠિત નાગરિકોની મોટી સભામાં એક બાજુ પંડિત સોમનાથ ત્રિપાઠીનું દિગ્વિજયી દળ બેઠું અને બીજી બાજુ પંડિત પુરુષોત્તમ કૌલ તથા કાશ્મીરના પંડિતો ઉચ્ચાસન પર વિરાજમાન થયા. અંતમાં પંડિત દિવાકરજીની પ્રેરણાથી શાસ્ત્રાર્થ પ્રારંભ થયો અને પૂર્વપક્ષ સ્થાપિત કરતાં પંડિત સોમનાથ ત્રિપાઠીએ ધારાપ્રવાહી લલિત સંસ્કૃતમાં અલંકારોની વર્ષા કરી, ત્યારે થોડી વાર તો કાશ્મીરના પંડિતો અને શિષ્યો હેબકાઈ

ગયા અને તેઓને ખાતરી થઈ ગઈ કે કાશ્મીર અવશ્ય પરાજિત થશે. કિંતુ પૂર્વપક્ષની સ્થાપના થયા બાદ, પોતાના ગુરુદેવની આજ્ઞા લઈને જ્યારે શ્રીચંદ્રે પણ અવિચ્છિન્ન દેવવાણીની વેગવતી મંદાકિનીનો પ્રવાહ વહેતો કર્યો અને એક એક કરીને પૂર્વપક્ષના બધા અંશોનું ખંડન કરવું શરૂ કર્યું, ત્યારે કાશ્મીરના પંડિતો અને છાત્રોનાં કરમાયેલાં મુખ પર હર્ષની લાલિમા પ્રસરી ગઈ. અંતમાં સોમનાથ ત્રિપાઠીએ પોતાનો પરાજય સ્વીકારી લીધો અને એ સભા ચંદ્રમૌલિના જયજયકાર અને ધન્યવાદથી ગુંજતી વિસર્જિત થઈ.

**સ્વપ્ન**

કિંતુ ત્રિપાઠીજી પણ આ પરાજયથી હતાશ નહીં થયા. એમણે અત્યંત પરિશ્રમથી જે વિદ્યા પ્રાપ્ત કરી હતી અને જેના પ્રતાપથી તેઓ દિગ્વિજય કરતા આવ્યા હતા, એનો પરાભવ ચૌદ વર્ષના બાળકથી થતો જોઈને એમના મનમાં સ્વાભાવિક ક્ષોભ થયો. રાત્રે સૂતી વખતે એમણે ભગવાન વિશ્વનાથનું માનસધ્યાન કરીને વિજય માટે પ્રાર્થના કરી. રાત્રિના ત્રીજા પ્રહરમાં ત્રિપાઠીજી એવું સ્વપ્ન જોઈ રહ્યા કે પોતે કાશીમાં ભગવાન વિશ્વનાથના મંદિરમાં ઉપસ્થિત થઈને એમને પ્રાર્થના કરી રહ્યા છે અને એકાએક ભગવાન વિશ્વનાથને બદલે શ્રીચંદ્રનું સ્વરૂપ દેખાવા લાગે છે. તત્કાળ એમની નિદ્રા ઊડી ગઈ અને તેઓ સ્નાનાદિથી નિવૃત્ત બનીને પૂજા કરવા બેસી ગયા. બીજે દિવસે ફરી શાસ્ત્રાર્થ થયો અને એ શાસ્ત્રાર્થમાં પણ

પહેલાંની માફક પરાજિત બનીને તેઓ કાશી પાછા ફર્યા.

અસાધારણ બાળક

કાશ્મીરના પંડિતો અને એમના ગુરુને એવી ખાતરી થઈ ગઈ કે આ બાળક અસાધારણ છે. એને આટલી વિદ્યાઓ સંસ્કારથી જ મળી છે. એ નક્કી કોઈ યોગભ્રષ્ટ યોગી, તપસ્વી અથવા દેવતા છે. આ ઘટના પછી શ્રીચંદ્રે વિદ્યાલયમાં જવાનું છોડી દીધું. એઓ દિનભર વનમાં બેસી એકાંત તપસ્યા કરતા અને રાતે પોતાના ગુરુને ત્યાં આવીને શરીર-નિર્વાહ માટે ફળાદિ લઈને પુનઃ વનમાં ચાલ્યા જતા. આ શાસ્ત્રાર્થથી એમની એટલી બધી પ્રસિદ્ધિ થઈ ગઈ કે ઘણા લોકો તો દિવસે એમનો સમય નષ્ટ થતો હોવા છતાં કેવળ દર્શનને બહાને નિરંતર આવવા લાગ્યા એમણે ચારે વેદ અને શાસ્ત્રોનું મંથન કરી નાખ્યું હતું, તેથી સ્વાભાવિક રીતે એમની વૈરાગ્યવૃત્તિ પ્રદીપ્ત થઈ ઊઠી, અને એમણે નિશ્ચય કરી લીધો કે હવે સદ્દગુરુ શોધીને મારે ચતુર્થાશ્રમમાં પ્રવિષ્ટ થઈ જવું જોઈએ.

## શ્રી અવિનાશી મુનિ

### तस्मै श्री गुरवे नमः

તે વખતે ચારે બાજુ ઉદાસીન શ્રી અવિનાશી મુનિની બોલબાલા હતી. જો કે એમનો જન્મ અજમેરના બ્રાહ્મણ-કુળમાં થયો હતો અને સાત્વિક બ્રાહ્મણની પરંપરાને અનુસાર એમણે પોતાની તીવ્ર બુદ્ધિથી સંપૂર્ણ વેદવેદાંગવિદ્યા કંઠસ્થ કરી લીધી હતી, પરંતુ પૂર્વજન્મના સંસ્કારોએ એમનામાં જે વૈરાગ્યવૃત્તિ ઉત્પન્ન કરી હતી તેને કારણે તેઓ સદા ધ્યાનસ્થ અને ચિંતિત રહ્યા કરતા હતા. જીવન શું છે અને એનો પ્રાદુર્ભાવ અને અવસાન કઈ શક્તિઓ અને કારણો પર અવલંબિત છે, એ જટિલ પ્રશ્નોની મીમાંસા કરવામાં જ એમનું મન સદા ડૂબેલું રહેતું. અનેક દર્શનશાસ્ત્રોએ જે પ્રકારે પોતપોતાના ઢંગથી આ પ્રશ્નોનું સમાધાન કરી પોતપોતાના પક્ષ પ્રસ્તુત કર્યા છે, તે પ્રકારથી સાધારણ જિજ્ઞાસુઓ માટે આ સમસ્યા સ્પષ્ટ થવાને બદલે અધિક ગૂંચવાઈ ગઈ છે. અને એ જ ગૂંચવણ અવિનાશી મુનિની ચિંતાનું પ્રધાન કારણ બની ગઈ હતી. જ્યારે કોઈ પ્રકારે એ માનસિક જટિલતા દૂર ન થઈ શકી, ત્યારે એક દિવસે તેઓ

ઘેરથી નીકળીને ફરતા ફરતા આબુ પર્વત પર જઈ પહોંચ્યા. ત્યાં પ્રસિદ્ધ તપસ્વી વેદમુનિજી નિવાસ કરતા હતા. તેઓ પોતાની સમસ્યાઓનું પૂર્ણ સમાધાન એમની પાસે જ કરાવવા ઈચ્છતા હતા.

સંકલ્પ

જે લોકો આબુ પર્વત પર ફરવા ગયા હશે તેઓએ ત્યાં જેમાં વેદમંત્રોથી અભિમંત્રિત કરીને સ્વાહા વષટ્કાર દ્વારા વેદજ્ઞ બ્રાહ્મણોએ મ્લેચ્છોનું દમન કરવા માટે પરમાર, સોલંકી, પરિહાર અને ચૌહાણ નામના ચાર ક્ષત્રિય કુમારો ઉત્પન્ન કર્યા હતા, એ અગ્નિકુંડના ભગ્નાવશેષ અવશ્ય જોયા હશે. એ ક્ષત્રિયકુમારોના વીર વંશધરોએ સમય સમય પર મ્લેચ્છોના ભયથી ભારતની રક્ષા કરી હતી. એ કુંડને જોતાં જ શ્રી અવિનાશીના મનમાં ગ્લાનિ પ્રગટી કે ક્યાં એ અમારા તપસ્વી અને વેદજ્ઞ પૂર્વજ, જેણે પોતાના મંત્રબળથી ક્ષત્રિયકુમારો ઉત્પન્ન કર્યા હતા, અને ક્યાં મારા જેવી નિઃશક્ત અને નિસ્તેજ વ્યક્તિ, જે એક પણ પ્રતાપી પુરુષ ઉત્પન્ન કરવા અસમર્થ છે. ઘણા સમય સુધી આ જ આત્મગ્લાનિના અંતર્દાહમાં મનનું મંથન કરતાં તેઓ એ નિશ્ચય પર આવ્યા કે જો કે હું કોઈ વીર ઉત્પન્ન કરી શકું એમ નથી, છતા પણ ઓછામાં ઓછું મારું જીવન તો મારા દેશ અને જાતિ માટે અર્પણ કરી શકું છું. તે જ વખતે એમણે આજીવન બ્રહ્મચર્યનો સંકલ્પ કરીને દેશ અને જાતિની સેવાનું વ્રત લીધુ. તેઓ આવી રીતે

ધ્યાનમાં મગ્ન હતા તેટલામાં એકાએક વેદમુનિજી ત્યાં આવી પહોંચ્યા. આવા સુઅવસર પર સન્મુખ સાક્ષાત્ વેદમુનિનાં દર્શન થતાં એમને એવી પ્રતીતિ થઈ કે જાણે સાક્ષાત્ જ્ઞાનતત્ત્વ જ મૂર્તિમાન બનીને એમની સામે આવી પહોંચ્યું છે. પ્રણામાદિ ઉપચાર બાદ જ્યારે અવિનાશી મુનિએ એમના મુખથી પોતાની બધી સમસ્યાઓનું સમાધાન સાંભળી લીધું, ત્યારે એમને એટલી બધી માનસિક પ્રસન્નતા થઈ કે એમણે તત્કાળ શ્રીવેદમુનિજીને પોતાના ગુરુ માની લીધા, અને એ જ સમયે ચોવીસ વર્ષની અવસ્થામાં સંવત ૧૫૩૮માં ઉદાસીન સંપ્રદાયમાં એમની પાસે દીક્ષા લીધી.

## ધર્મપ્રચાર

ઉદાસીન સંપ્રદાયમાં દીક્ષિત બનીને પોતાના સંકલ્પને અનુસાર તેઓ ધર્મપ્રચારમાં વ્યસ્ત થઈ ગયા, કારણ કે તે વખતે ઇસ્લામ ધર્મના પ્રચારકો મદાંધ તથા ધર્માંધ શાસકોનો સહારો મેળવીને છળ અને બળથી ભોળી હિંદુ જનતાને મુસલમાન બનાવવાના કાર્યમાં સંલગ્ન હતા; ત્યારે આ બાજુ કેટલાક હિંદુ રાજા એકતા અને સંગઠનના અભાવમાં એકબીજાનું રાજ્ય હડપવામાં ગૂંથાયેલા હતા, અને પોતાના ભાઈ પૃથ્વીરાજ અને જયમલની અદૂરદર્શિતાથી અસંતુષ્ટ થઈને રાણા સાંગા જંગલમાં ભટકી રહ્યા હતા. તે સમયે શ્રી અવિનાશી મુનિના સંપર્ક અને ઉપદેશથી એમના મનમાં પણ એવો સંકલ્પ થયો કે જ્યાં સુધી વિદેશી આક્રમણોથી ભારતભૂમિ મુક્ત

નહીં કરી શકાય, ત્યાં સુધી જીવન વ્યર્થ છે. પરિણામે જ્યારે વિ. સં. ૧૫૬૬માં રાણા સાંગા ચિતોડની ગાદી પર પ્રતિષ્ઠિત થયા, ત્યારથી એમનું જીવન શત્રુઓ સાથે યુદ્ધ કરવામાં જ વીત્યું. કિંતુ રાણા સાંગાએ એક ભયાનક રાજનૈતિક ભૂલ એ કરી કે લોદીઓને સિંહાસન પરથી ઉઠાડવા માટે એણે બીજા શત્રુ બાબરને નિમંત્રણ આપ્યું. આ ભૂલ ભારતના ભાવિ જીવન માટે એટલી બધી ઘાતક સિદ્ધ થઈ કે મોગલોના શાસનકાળમાં મુસ્લિમ સત્તા ફૂદકે ને ભૂસકે જામતી ગઈ. અને પાંચસો વર્ષ પૂર્વની એ અદૂરદર્શિતાપૂર્ણ નીતિનુ પરિણામ આપણને પણ ભોગવવું પડયું કે ભારતના જે ભૂભાગમાં આપણી સભ્યતા અને સંસ્કૃતિએ જન્મ લીધો હતો અને જ્યાં એનું પોષણ થયું હતું, તે ભૂભાગ આજે પાકિસ્તાન બનીને આપણી શાશ્વત શિરપીડાનું કારણ બની બેઠો છે.

અવિનાશી મુનિનો કાર્યક્રમ ભારતના કોઈ એક પ્રદેશ પૂરતો જ પરિમિત નહોતો. તેઓ આખા ભારતવર્ષમાં ઉપદેશ દેતા ફરતા હતા. જે સમયે શ્રીચંદ્ર કાશ્મીરમાં વિદ્યાધ્યયન કરીને વનમાં એકાંતસાધના કરતા હતા અને ગુરુની પ્રાપ્તિ માટે વ્યગ્ર રહેતા હતા, તે જ સમયે વિક્રમ સંવત ૧૫૩૫માં કોઈ અદષ્ટ અને નિશ્ચિત સંયોગથી મહામુનિ અવિનાશી કાશ્મીરના પ્રસિદ્ધ તીર્થ અમરનાથની જાત્રાને માટે ત્યા આવી લાગ્યા

**કાશ્મીરમાં સ્વાગત**

અવિનાશી મુનિએ કાશ્મીરની સીમામાં ચરણ રાખ્યા.

કે તરત જ આખા કાશ્મીરની ભાવિક જનતામાં સ્વાભાવિક આનંદ અને ઉલ્લાસની લહર ફરી વળી. તે વખતે કાશ્મીરમાં ત્રીજી વાર મહમદશાહ શાસન કરી રહ્યા હતા. એ સૈયદ વંશવાળાના દૌહિત્ર હતા, તેથી કાશ્મીરમાં તે વખતે સૈયદોનું જોર હતું. અવિનાશી મુનિના આગમન પહેલાં કાશ્મીરમાં એક મોટી રોમાંચક ઘટના એ બની ગઈ કે કંઠભટ્ટ આદિ વિદ્વાનોએ લાંબો સમય સુધી વિલુપ્ત રહેલી હિંદુ ક્રિયાઓ અને સંસ્કારોનો પુનરુદ્ધાર કરવાનો પ્રારંભ કર્યો, ત્યારે ખ્વાજા મીર અહમદે સર્વ નિર્મલ આદિ પ્રતિષ્ઠિત બ્રાહ્મણોનો એમ કહીને શિરચ્છેદ કરી નાખ્યો કે હવે નથી તમારું બ્રહ્મતેજ રહ્યું કે નથી આચાર રહ્યા. આ દુષ્કૃત્યથી કાશ્મીરી જનતા ક્ષુબ્ધ તો થઈ કિંતુ સ્વભાવથી જ ભીરુ હોવાને લીધે એનામાં એટલી હિંમત ન આવી કે ત્યાંના યવન શાસકની વિરુદ્ધ વિદ્રોહ કરીને આ ભયંકર હત્યાકાંડનો બદલો લે. તેથી જ્યારે અવિનાશી મુનિના આગમનના સમાચાર કાશ્મીરમાં મળ્યા, ત્યારે ત્યાંના હિંદુએ આશાથી અધિક ઉલ્લાસિત થયા કે સ્વયં ભગવાન જ અમારી રક્ષા માટે અવતાર લઈને આવ્યા છે.

### તપોબળનો પ્રભાવ

જે વખતે અવિનાશી મુનિ ઉદાસીન કાશ્મીર પહોંચ્યા અને ત્યાં પોતાની ઓજસ્વી વાણીથી સનાતન ધર્મના શાશ્વત વૈભવની વ્યાખ્યા કરીને અન્ય સંપ્રદાયોની નૈતિક દુર્બલતાઓનું વિશ્લેષણ કરવા લાગ્યા, તે વખતે એક બાજુ લોકોને એવો માનસિક સંતોષ થઈ રહ્યો કે હવે નિઃસંદેહ

અમારું કલ્યાણ થશે, તો બીજી તરફ તેઓ પાછળનો હત્યાકાંડ યાદ કરીને એ ભય પણ સેવી રહ્યા હતા કે અવિનાશી મુનિ પર કોઈ વિપત્તિ તો નહિ આવી પડે! કિંતુ આખા ભારતવર્ષમાં એમના ચરિત્ર, તપોબળ અને તેજનો એટલો પ્રતાપ હતો કે કાશ્મીરના યવન શાસકમાં એટલી હિંમત ન હતી કે એમના ઉપદેશમાં બાધા પાડી શકે.

એમનું ઉપદેશકાર્ય ચાલી રહ્યું હતું તે વખતે એક દિવસ શ્રીચંદ્ર જ્યારે સંધ્યા સમયે પોતાના ગુરુને ઘેર પહોંચ્યા, ત્યારે ગુરુદેવે ખબર આપી કે ભારતપ્રસિદ્ધ તપસ્વી શ્રી અવિનાશી મુનિ ઉદાસીન અહીં આવ્યા છે. એ જ પ્રસંગે એમણે અવિનાશી મુનિનારા 'બંધમાં એમના યશ અને ગુણાવલિનો પણ પૂર્ણ પરિચય આપ્યો. શ્રીચંદ્રના મનમાં શ્રી અવિનાશી મુનિ પ્રતિ જે શ્રદ્ધા ઉપસ્થિત હતી તેને આ પરિચયે સહસા જાગૃત કરી દીધી, અને એમણે નિશ્ચય કરી લીધો કે હું પણ કાલે શ્રી અવિનાશી મુનિનો ઉપદેશ સાંભળવા અવશ્ય જઈશ.

## આત્મસમર્પણ

પરિણામે બીજે દિવસે ઉચિત સમયે શ્રીચંદ્ર પણ એ સભામાં પહોંચ્યા, જ્યાં વિશાળ જનસમૂહ વચ્ચે ઉચ્ચાસન પર અત્યંત શાંત, ગંભીર, તેજપૂર્ણ મુદ્રામાં શ્રી અવિનાશી મુનિ વિરાજ્યા હતા. આ પ્રથમ દર્શનમાત્રથી શ્રીચંદ્રે પૂરેપૂરા સંકલ્પથી અને હૃદયની સમસ્ત શ્રદ્ધા અને નિષ્ઠાથી એમને શિષ્ય તરીકે માનસિક આત્મસમર્પણ કરી દીધું,

અને મૌન ધારણ કરીને એક સાધારણ દર્શકની માફક સામે બેસી ગયા. થોડી જ વારમાં શ્રી અવિનાશી મુનિનું ધાર્મિક પ્રવચન શરૂ થયું. એમને મુખેથી નીકળતા મધુર તથા ઓજસ્વી શબ્દોની અસ્ખલિત ધારા સુંદર તર્કો, ઉદાહરણો તથા વ્યાખ્યાઓથી સુશ્લિષ્ટ અને સુસજ્જિત બનીને એવી રીતે પ્રવાહિત થઈ રહી હતી કે એ સભામાં ઉપસ્થિત પ્રત્યેક વ્યક્તિ ગારુડીના મંત્રથી અભિભૂત નાગની સમાન મંત્રમુગ્ધ બનીને સાંભળી રહી હતી.

## ભાવિ સંદેશ

જ્યારે અન્ય લોકો કેવળ શ્રદ્ધા અને વિશ્વાસની સાથે માનસિક સાંત્વનામાત્ર પ્રાપ્ત કરી રહ્યા હતા, ત્યારે શ્રીચંદ્રને એવી પ્રતીતિ થતી હતી કે જાણે આ પ્રવચન દ્વારા એ મારા ભાવિ જીવનની રૂપરેખા નિશ્ચિત કરી રહ્યા છે. લગભગ દોઢ કલાકની આ માનસિક અમૃતવર્ષાને અંતે એમણે કાશ્મીરવાસીઓને પોતાના પ્રવચનનો સારાંશ બતાવતાં કહ્યું, "આપ લોક વૈદિક ધર્મમાં પૂર્ણ નિષ્ઠા રાખીને પારસ્પરિક ગૃહકલહ દૂર કરો, અને ભગવાનને શુદ્ધ મનથી પ્રાર્થના કરો કે દેશ અને ધર્મની રક્ષા માટે ભગવાન પોતાના તેજરૂપ કોઈ એવો વિભૂતિમાન અને ઊર્જસ્વી મહાપુરુષ મોકલે, જે સમાજનો સંપૂર્ણ સડો દૂર કરીને લોકકલ્યાણનો માર્ગ પ્રશસ્ત કરે."

## અંગીકાર

પ્રવચન પૂરું થયા બાદ જેવી રીતે સર્વ લોક ઊઠીને પોતપોતાને ઘેર ગયા, તેવી રીતે શ્રીચંદ્ર પણ અત્યંત પ્રભાવિત

હૃદયથી પોતાના ગુરુને ઘેરથી પોતાનું નિયમિત નિત્યનું ભોજન લઈને અત્યંત ચિંતનશીલ મુદ્રામાં તર્કવિતર્ક કરતા, અન્યમનસ્ક જેવા બનીને, વન તરફ પગલાં ભરતા ચાલ્યા. આખે રસ્તે તેઓ પોતાના ભાવિ જીવનની સમસ્યાઓના વિરાટ દ્વંદ્વસિંધુમાં ડૂબતા ચાલ્યા જતા હતા. આ માનસિક તલ્લીનતામાં એમને એ પણ ખ્યાલ ન રહ્યો કે હું ક્યાં જઈ રહ્યો છું ? મારે ક્યાં જવું છે ? માર્ગમાં કોણ જાણે કેટલી વ્યક્તિઓએ એમને પ્રણામ કર્યા, હાથ જોડ્યા, પરંતુ તેઓ તો પોતાની ધૂનમાં મગ્ન બનીને ચાલ્યા જતા હતા. લોકોને આશ્ચર્ય થતું હતું કે આજે એમને શું થઈ ગયું છે ? આ જ દશામાં ગરકાવ બનીને તેઓ નગરની બહાર નીકળી વનમાં દાખલ થયા અને ત્યાં એકાગ્ર બનીને મુનિજીના પ્રવચનની તાત્ત્વિક મીમાંસા કરવા લાગ્યા. ગંભીર મનન કર્યા પછી એમને સ્વયં એવું પ્રતીત થવા લાગ્યું કે જાણે એ આખું પ્રવચન, એ આખો ઉપદેશ, કેવળ એક મારે જ માટે કહેવામાં આવ્યો હતો. બીજે દિવસે તેઓ પ્રવચનને વખતે તો નહીં પહોંચી શક્યા, પણ સભાનું વિસર્જન થતું હતું, તે જ વખતે તેઓ શ્રી અવિનાશી મુનિના આસનની પાસે ગયા અને મર્યાદાનુકૂળ પ્રણામ કરીને ત્યાં જ બેસી ગયા. ઘણો વખત સુધી મૌન બનીને તેઓ બન્ને એકબીજાની સામે જોતા રહ્યા, પરંતુ પરિચય થયો નહીં હોવાથી તેઓ એકબીજા સાથે કોઈપણ પ્રકારનો વાર્તાલાપ ન કરી શક્યા. એટલામાં મુનિજીનો એક શિષ્ય ત્યાં આવી એમની સેવા કરવા

લાગ્યો અને વચમાં વચમાં ચતુર્થાશ્રમી સાધુઓના ધર્મ અને કર્તવ્ય પર પ્રશ્ન પણ કરવા લાગ્યો. એ બધાનું સમાધાન શ્રી અવિનાશી મુનિ અત્યંત સરળ અને સીધી રીતે કરી રહ્યા હતા. એ જ પ્રસંગમાં એમણે એ બતાવ્યું હતું કે "ચતુર્થાશ્રમ ગ્રહણ કરવાનું તાત્પર્ય એ નથી કે એ વ્યક્તિએ કેવળ આત્મમુક્તિના ફેરામાં પડીને માનવસમાજને અસ્પૃશ્ય માનીને છોડી દેવો. એનું એ કર્તવ્ય બની જાય છે કે એણે ચતુર્થાશ્રમ ગ્રહણ કરીને સંપૂર્ણ માનવસમાજના કલ્યાણનું વ્રત લઈ લેવું. એ જ વાસ્તવમાં એ વિરાટ પુરુષ અથવા બ્રહ્મનું વાસ્તવિક ચિંતન છે." શ્રીચંદ્ર મૌન બનીને આ ગુરુશિષ્યનો સંવાદ સાંભળી રહ્યા અને આજે પણ કંઈને કહેતાં પ્રણામ કરીને સીધા વનમાં પોતાની ગુફા તરફ ચાલી ગયા; પોતાના ગુરુદેવને ત્યાં પણ ન ગયા.

## મૂંઝવણ

આજે શ્રીચંદ્રના મનમાં મોટી મૂંઝવણ ઊભી થઈ હતી. પ્રતિક્ષણ મનમાં ઊઠતા સમસ્ત વિચાર સ્વયં પારસ્પરિક દ્વંદ્વથી સામસામે ટકરાઈને અને એકબીજા સાથે સંઘર્ષ કરીને પોતાનો માર્ગ સ્થિર કરી રહ્યા હતા. મારું શું કર્તવ્ય છે? આ ચિંતનની મધ્યધારામાં આવી પડતા કૌટુંબિક મોહ અને માતાના મમત્વે એમના હૃદયને સારી રીતે વલોવી નાખ્યું. શું સંસાર તરફ જ મારું કર્તવ્ય છે, ઘરવાળાઓ પ્રતિ કંઈ જ નહીં? શું ચતુર્થાશ્રમી બનીને જ લોકકલ્યાણ કરી શકાય છે, ગૃહસ્થી બની નહીં? આ બન્ને પ્રશ્નો પોતાની સંપૂર્ણ

જટિલતાની સાથે એમના મનને કચરી રહ્યા હતા, અને તેઓ પોતાના જ્ઞાન, સંસ્કાર, શાસ્ત્ર તથા આત્મોપદેશને આધારે એ જટિલતામાંથી ઉદ્ભવતા સર્વ પ્રશ્નોનું ક્રમશઃ સમાધાન અને નિરાકરણ કરતા જતા હતા. અંતમાં પૂર્વ જન્મના સંસ્કાર બળવાન બનીને આ જન્મનાં બધાં બંધનોનું સમર્થન કરનારી પ્રક્રિયાઓ પર પ્રહાર કરવા લાગ્યા; અને જે રીતે પ્રચંડ વાયુસંઘાતના મારથી વિશાળ ઘનખંડ પણ ફાટીતૂટી વેરવિખેર થઈ જાય છે અને એની પાછળ ઊગતો ચંદ્રમા પોતાની ધવલ ચંદ્રિકાથી તમસાછન્ન ધરણીને ચંદ્રિકા-સ્નાન કરાવવા લાગે છે, એવી જ રીતે એમના મનમાંથી સર્વ તર્કવિતર્ક લુપ્ત થઈ ગયા. એમણે નિશ્ચય કરી લીધો કે મારો જન્મ લોકકલ્યાણને માટે થયો છે, વિવાહ કરીને ગૃહસ્થી બનવા અને વ્યાપાર કરવા માટે નહીં.

એ ગુફામાં શ્રીચંદ્રની આ અંતિમ રાત હતી.

## શ્રીચંદ્રની દીક્ષા

### तमसो मा ज्योतिर्गमय

[ ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા ]

હું જે રાતની વાત કરી રહ્યો છું, એ દિવસે આષાઢના શુકલ પક્ષની ચતુર્દશી હતી. હજી વર્ષા શરૂ નહોતી થઈ, પણ વચ્ચે વચ્ચે કોઈ નાનાંમોટાં વાદળાં ચંદ્રમા પર છાયા કરીને ધીરેથી ચાલ્યાં જતાં હતાં. તો પણ વ્યાપક ઘન-પટલના અભાવમાં ચતુર્દશીનો ચંદ્રમા પોતાના સંપૂર્ણ શીતળ અને શાંત વૈભવથી અલૌકિક પ્રકાશની પ્રેરણા દઈને રાતભર શ્રીચંદ્રને એ સમજાવતો રહ્યો કે તમારે પણ સંસારથી દૂર રહીને સંસારને શાંતિ અને સુખ પહોંચાડવાનાં છે, અને જો વચમાં કોઈ બાધક વાદળ આવે તો પણ એ સ્વયં સ્વાભાવિક રીતે હટી જશે અને તમારા કાર્યમાં વિઘ્ન નહીં આવે. પૃથ્વીના સહચર ઉપગ્રહના આ તાત્ત્વિક સંદેશ અને પૂર્વ જન્મના સંસ્કારોએ મળીને એમના નિશ્ચયને દૃઢમાંથી દૃઢતર અને બળવાનમાંથી બળવત્તર બનાવી દીધો, અને એ સંકલ્પની સાથે સાથે પ્રાચીના ક્ષિતિજ પર આષાઢી પૂર્ણિમાની ચિરપરિચિત યુવતી ઉષાએ ઉદિત

થઈને વિશ્વપુરુષને અભિનંદન આપ્યા, અને અરુણે પોતાનાં સ્વર્ણ રશ્મિ વડે જ્યારે વનશ્રીના મસ્તક પર સ્વર્ણધૂળની મુઠ્ઠી ફેંકી, ત્યારે એમના મસ્તક પર એણે વિજય કુંકુમ પણ અર્પિત કર્યું.

## દીક્ષા

પ્રકૃતિની આ દૈવી પ્રેરણા અને પ્રસાદમયતાંથી નિશ્ચિંત તથા સ્વસ્થ થઈને અત્યંત પ્રસન્ન મુદ્રા અને નિર્વિકલ્પ ભાવથી તેઓ આસન પરથી ઊઠયા અને પ્રાતઃકર્મથી નિવૃત્ત થઈને સીધા અવિનાશી મુનિ ઉદાસીનની પાસે પહોંચ્યા. તેઓએ મુનિજીને વિનીત ભાવથી પ્રાર્થના કરી, " મેં રાતભર ચિંતન અને આત્મપરીક્ષણ કરી મનને સાધી લીધું છે. તેથી આપ કૃપા કરી મને ચતુર્થાશ્રમમાં દીક્ષિત કરી લો."

શ્રી અવિનાશી મુનિ તો બધું રહસ્ય જાણતા જ હતા. એમણે તત્કાળ વિધિવિધાન કરીને એમને દીક્ષિત કરી લીધા. દીક્ષાની સંસ્કારવિધિ પૂર્ણ થયા બાદ શ્રીચંદ્રે તેમને પૂછ્યું :

" આ દીક્ષા પછી મારું કર્તવ્ય શું છે ? " આ સાંભળીને અત્યંત ભાવાવિષ્ટ થઈને શ્રી અવિનાશી મુનિ કહેવા લાગ્યા :

" વત્સ ! હમણાં આખી વર્ણાશ્રમવ્યવસ્થા સંકટમાં આવી ગઈ છે. પિતા અને પુત્ર, ગુરુ ને શિષ્ય, પતિ અને પત્ની, સ્વામી અને સેવક, એ સર્વની મર્યાદા નષ્ટ થઈ ગઈ છે. વૈદિક ધર્મ પર થતા ચતુર્દિક્ પ્રહારોએ આપણી ધાર્મિક દીવાલ જર્જરિત કરી દીધી છે. અનેક સંપ્રદાયોએ

પોતાની સંકુચિત ભાવનાથી હિંદુ જાતિનાં વ્યાપક સંગઠનોને શિથિલ કરી દીધાં છે. બૌદ્ધોના વજ્રયાનમાંથી ઉદ્‌ભવેલા તાંત્રિકોના વામાચારે જનતાને અનેક પ્રકારની માયાજાળથી ચકિત કરીને તેમનામાં દુર્વ્યસન અને વ્યભિચારની વૃદ્ધિ કરી છે. વિદેશી, ધર્મદ્રોહી યવન શાસકોએ અહીં આવીને આપણા આચારવિચાર ભ્રષ્ટ કરી દીધા છે. તેથી આ બધી સમસ્યાઓ અને કાર્યોનો ગુરુતમ ભાર હું તારા સબળ ખભા પર નાખીને આજે શાંતિ અને સુખનો દમ ખેંચું છું. મારા આશીર્વાદ તારી સાથે છે. ભગવાનની જે શ્રી, વિભૂતિ અને ઊર્જસ્વિતા તારામાં જન્મથી છે તે તને જરૂર સફળતા પ્રાપ્ત કરાવશે."

શ્રીચંદ્રે સ્વીકૃતિની સાથે શિર નમાવી દીધું અને અવિનાશી મુનિજીએ એમના શિર પર હાથ રાખી કહ્યું, "शिवास्ते पन्थानः संतु", અને એ આશીર્વાદની સાથે એ જ સમયે તેઓ પોતાના કર્તવ્યનો ગુરુભાર પોતાને શિર લઈને ભારતભ્રમણ માટે નીકળી પડ્યા.

## રાજનૈતિક પરિસ્થિતિ

જે વખતે અવિનાશી મુનિજી પાસે ઉદાસીન ધર્મની દીક્ષા તથા લોકકલ્યાણનું વ્રત લઈને શ્રીચંદ્ર ભારતભ્રમણ માટે નીકળ્યા, તે વખતે ભારતવર્ષની રાજનૈતિક સ્થિતિમાં બહુ ઊથલપાથલ મચી રહી હતી. મેવાડમાં રાયમલના પુત્ર રાણા સાંગા ગાદી પર પ્રતિષ્ઠિત થઈ ગયા હતા. તેમણે પોતાના પિતામહની નીતિનું અનુસરણ કરીને પોતાના

પરાક્રમથી મારવાડ, બિકાનેર અને આંબેર આદિ રાજ્યો સહિત સમસ્ત રજપૂતાનાને પોતાના વશમાં કરી લીધું હતું. અને તેઓ દિલ્હી રાજ્યની સીમાને પણ કદી કદી પોતાનાં આકસ્મિક આક્રમણોથી ધ્વસ્ત કરવા લાગ્યા હતા. રાણા સાંગાનાં આ આક્રમણોથી ત્રાસીને સિકંદર લોદીના પુત્ર ઇબ્રાહીમ લોદીએ સને ૧૫૧૭ અને ૧૫૧૮માં એમ બે વાર એમના પર આક્રમણ કર્યાં, પરંતુ રજપૂતોના શૌર્યથી પરાભૂત થઈ ને ઇબ્રાહીમ લોદીએ ચંબલની ખીણમાં આવેલા ધોલપુર પ્રાંત સુધીનો સમસ્ત પ્રદેશ રાણા સાંગાને આપી દીધો, જેથી ગ્વાલિયર પણ રાણા સાંગાને હાથ આવી ગયું. આ ભૂમિ મેળવીને તેમણે આગ્રાની પાસે તીલિયાખાલ સુધી પોતાની સીમા બાંધી દીધી અને આ રીતે દિલ્હી અને માળવાની વચ્ચે એક લાંબી ફાચર મારી દીધી. એ જ અરસામાં દક્ષિણમાં વિજયનગરના રાજા વીર નરસિંહના ભાઈ કૃષ્ણદેવરાય ત્યાંના સિંહાસન પર બિરાજમાન થયા એમણે પણ જે પ્રકારે રાણા સાગા ઉત્તર ભારતમાં કરી રહ્યા હતા, એ જ પ્રકારે દક્ષિણમાં પોતાના પરાક્રમથી પ્રભુત્વ સ્થાપિત કર્યું.

### બાબરનું આક્રમણ

એ જ દરમ્યાન સને ૧૫૦૯થી જ તૈમૂરનો વશજ બાબર પંજાબના ઉત્તરપશ્ચિમ ભાગમાં ધીરે ધીરે પોતાનો પગદંડો જમાવવાનો સબળ પ્રયત્ન કરી રહ્યો હતો. સને ૧૫૧૯માં રાણા સાંગા અને પંજાબના શાસક દૌલતખાં લોદીના નિમંત્રણથી બાબરે સને ૧૫૧૯માં ભારત પર આક્રમણ

કર્યું. એ જ વખતે ઇબ્રાહીમ લોદીના કાકા અલાઉદ્દીને પણ બાબરને પ્રાર્થના કરી કે આપ આવીને દિલ્હી પર રાજ કરો. રાણા સાંગાનો પ્રસ્તાવ એવો હતો કે હું અને તમે મળીને દિલ્હી પર આક્રમણ કરીએ અને જીત થયા બાદ તમે દિલ્હી સુધીનો પ્રદેશ લઈ લેજો અને આગ્રા સુધીનો હું લઈ લઈશ. પરિણામે પહેલી ચઢાઈમાં બાબરે પંજાબમાં લાહોર અને દીપાલપુર સુધીનો પ્રદેશ જીતી લીધો અને બીજે વર્ષે પાણીપતના પ્રસિદ્ધ યુદ્ધક્ષેત્રમાં ચારપાંચ કલાકની લડાઈમાં ૨૧મી એપ્રિલ સને ૧૫૨૬ને રોજ બાબરે લોદીની સેનાને પરાસ્ત કરી દીધી અને તરત જ એના પુત્ર હુમાયુએ પાંચ મહિનામાં અયોધ્યા, જોધપુર અને ગાઝીપુર સુધીનો સમસ્ત ઉત્તર પ્રદેશ પોતાને હાથ કરી લીધો.

### વિજયશ્રી બાબરની સાથે

અહીં પાણીપતના યુદ્ધમાં રાણા સાંગા તટસ્થ થઈ ને ઊભા, તેથી બાબરના મનમાં ખટકો પેદા થયો અને એણે જમનાની દક્ષિણ તરફ વધવાનું શરૂ કર્યું. એ જ અરસામાં પશ્ચિમી અફઘાનોના નેતા હસનખાં મેવાતી અને ઇબ્રાહીમ લોદીના ભાઈ મહમદ લોદી રાણા સાંગાને જઈ મળ્યા. બાબરે રાણા સાંગાના ઉત્તરના સીમાંત પર આવેલા બયાના, ધોળપુર અને ગ્વાલિયરના પ્રસિદ્ધ દુર્ગોના વિશ્વાસઘાતી મુસલમાન દુર્ગપતિઓને ફોસલાવીને અને એમને મોટી મોટી સંપત્તિનું પ્રલોભન આપીને બધા દુર્ગો પોતાના અધિકારમાં લઈ લીધા. રાણા સાંગાને આ અસહ્ય થઈ પડ્યું. એણે આગળ

વધીને તત્કાળ બયાના છીનવી લીધું અને ખાનવામાં બાબરને સખત હાર આપી. પરંતુ આ પરાજયથી બાબરને એટલી બધી આત્મગ્લાનિ થઈ કે એણે મદિરાપાનનો પરિત્યાગ કરવાનો સંકલ્પ કર્યો, અને પોતાની સેનાને ધાર્મિક ઉત્તેજના આપીને અને સશસ્ત્ર કરીને ૧૭મી માર્ચ સને ૧૫૨૭ને રોજ ખાનવાના સંકુચિત યુદ્ધક્ષેત્રમાં જ ફૂટ યુદ્ધથી રજપૂતોને પરાસ્ત કર્યા. આમાં રાણા સાંગા બાણથી ઘવાઈને મૂર્છિત થઈ ગયા અને એમને ત્યાંથી ઉપાડી લઈ જવામાં આવ્યા. મૂર્છા વળવા બાદ એમણે પ્રતિજ્ઞા કરી કે બાબરને જીત્યા વિના ચિતોડ પાછો નહીં ફરું. આ સંકલ્પ કર્યા પછી રણથભોરમાં જ એણે યુદ્ધનો પ્રબંધ કરવાની શરૂઆત કરી. પણ હિંદુઓની સૌભાગ્યલક્ષ્મી હવે યવનોને હાથ જનાર હતી, તેથી ૧૫૨૮માં કાલપીની પાસે સ્વયં રાણા સાંગાના સાથીઓએ એને વિષ પાઈ દીધુ અને બાબરનો માર્ગ નિષ્કંટક થઈ ગયો.

આ એ દશ વર્ષોનો રાજનૈતિક ઇતિહાસ છે, જેમાં શ્રીચંદ્ર ભારતભ્રમણ કરી રહ્યા હતા. દૌલતખા લોદી ખતમ થઈ ગયો હતો. દિલ્હીના સિંહાસન પર લોદીશાસન લુપ્ત થઈ ગયું હતું. રાણા સાંગાની સાથે રજપૂતોનું ગૌરવ પણ સમાપ્ત થઈ રહ્યુ હતું. કેવળ દક્ષિણમાં હજુ સુધી કૃષ્ણદેવરાયે હિંદુઓની વિજયપતાકા સંભાળી રાખીને હિંદુ રાજ્ય ટકાવી રાખ્યું હતું. પણ બાબર પણ બહુ વખત જીવ્યો નહીં. પોતાના પુત્ર હુમાયુની સખત માંદગી વખતે એણે

ઈશ્વરને પ્રાર્થના કરીને એનો રોગ પોતે લઈ લીધો, જેથી હુમાયુ સારો થઈ ગયો અને બદખ્શાંથી બિહાર સુધીના અવિચ્છિન્ન સામ્રાજ્યનો સ્વામી સમ્રાટ બાબર આગ્રામાં મરણ પામ્યો.

## તાંત્રિક વામાચાર

હું પાછળ બતાવી ગયો છું કે એ દિવસોમાં ધર્મપ્રિય જનતાને તાંત્રિકોએ પોતાના વામાચારથી અત્યંત ત્રસ્ત અને પદભ્રષ્ટ કરી રાખી હતી. કેટલાક લોકો પોતાની ઇંદ્રિયતૃપ્તિને માટે અને કેટલાક લોકો ભયવશ આ વામાચારના ભયંકર પંજામાં ફસાયા હતા. આ તંત્રશાસ્ત્ર ક્યારે ઉત્પન્ન થયું એનું કોઈ ચોક્કસ પ્રમાણ નથી. સ્મૃતિસંહિતામાં ચૌદ વિદ્યાઓની ગણના થઈ છે, પણ નથી ત્યાં તંત્રોનો ઉલ્લેખ કે નથી કોઈ મહાપુરાણમાં. કેટલાક લોકો કહે છે કે અથર્વવેદથી તંત્રની ઉત્પત્તિ થઈ છે. કિંતુ આ પણ ભ્રામક મત છે, કારણ કે મારણ, મોહન, ઉચ્ચાટન અને વશીકરણ આદિ અભિચારપ્રયોગો તો અથર્વવેદમાં છે, પરંતુ જે તંત્રશાસ્ત્રનો ભયંકર કર્મકાંડ દેશભરમાં ફેલાયો હતો એનું દાર્શનિક અથવા વ્યાવહારિક કોઈપણ રૂપ અથર્વવેદમાં નથી. કેવળ અથર્વવેદીય નૃસિંહતાપનીયોપનિષદમાં સર્વપ્રથમ તંત્રનો પરિચય મળે છે, જેમાં મંત્રરાજ નૃસિંહ અનુષ્ટુપના સંબંધમાં તાંત્રિક માળામંત્રની ચર્ચા થઈ છે. પરંતુ આ ગ્રંથ વિક્રમની છઠ્ઠી શતાબ્દિની આસપાસનો છે.

## તંત્રશાસ્ત્ર

તંત્રશાસ્ત્રમાં બે મતના તંત્ર છે. એક હિંદુઓનો અને

બીજો બૌદ્ધોનો. આગમ તત્વવિલાસમાં લગભગ ચોસઠ તંત્રોનું વિવરણ આપ્યું છે. વારાહી તંત્રમાં પણ આ જ પ્રકારે અનેક તંત્રોનાં નામ ગણાવવામાં આવ્યાં છે. એ જ વારાહી તંત્રમાં એમ પણ લખ્યું છે કે આ તંત્રો ઉપરાંત કેટલાંક બૌદ્ધતંત્ર, કેટલાંક કપિલોક્ત ઉપતંત્ર અને મુનિઓ દ્વારા રચિત અગણિત ઉપતંત્રો છે. બૌદ્ધતંત્રોમાં બોતેર તંત્ર અધિક પ્રસિદ્ધ છે. તે ઉપરાંત તિબેટના તંત્ર ગ્રન્થમાં બૌદ્ધોનાં ગુહ્યક્રિયાકાંડ, ઉપદેશ, સ્તવ, કવચ, મંત્ર અને પૂજાવિધિનું વર્ણન છે.

જે તંત્ર શિવોક્ત કહેવાય છે એના પણ ત્રણ ભેદ છેઃ શાક્ત, શૈવ અને વૈષ્ણવ. આ તંત્રાચાર્યો પોતાના સમયમાં જ કેટલા બદનામ હતા એનો પરિચય પદ્મપુરાણના પાખંડોત્પત્તિ -નામના અધ્યાયથી પ્રાપ્ત થઈ શકે છે. એમાં લખ્યું છે કે લોકોને ભ્રષ્ટ કરવા માટે જ શિવની આણ આપીને પાખંડીઓએ પોતાનો મત પ્રગટ કર્યો છે. એ જ અરસામાં બંગાળના પ્રસિદ્ધ સંત ચૈતન્ય મહાપ્રભુએ પણ તાંત્રિકોને પાખંડી કહ્યા છે.

### શાક્તોના આચાર

દક્ષિણાચાર તંત્રરાજમાં લખ્યું છે કે ગૌડ, કેરળ અને કાશ્મીર, આ ત્રણ જ દેશોના લોક સર્વશુદ્ધ શાક્ત છે; પરંતુ વાસ્તવમાં શાક્તોનું પ્રધાનકેન્દ્ર ગૌડ અથવા બંગાળ દેશ જ રહ્યો છે. જો કે એ લોકોએ શૈવ, વૈષ્ણવ અને શાક્ત એમ ત્રણ મત માન્યા છે, પણ વસ્તુતઃ એ બધા શાક્ત જ છે.

બૌદ્ધ તાંત્રિક પણ એમની દૃષ્ટિએ શાક્ત જ છે. બંગાળમાં જ્યારે બૌદ્ધ ધર્મ નિસ્તેજ થતો જતો હતો ત્યારે આ તાંત્રિક ધર્મનો પ્રારંભ થયો. તંત્રવાળા પણ અન્ય સંપ્રદાયોની માફક ગુરુ બનાવવામાં અને દીક્ષા લેવામાં મોટું મહત્ત્વ માને છે. અને એની પણ તેઓએ મર્યાદા બાંધી રાખી છે. તેઓમાં સાત પ્રકારના આચાર ચાલે છે, અને તેઓ એમ માને છે કે વેદાચાર શ્રેષ્ઠ આચાર છે, એનાથી શ્રેષ્ઠ વૈષ્ણવાચાર છે, એથીય શ્રેષ્ઠ શૈવાચાર છે, એનાથી પણ શ્રેષ્ઠ દક્ષિણાચાર છે, એથીયે શ્રેષ્ઠ વામાચાર છે, એનાથી પણ શ્રેષ્ઠ સિદ્ધાંતાચાર છે અને એથી પણ સર્વશ્રેષ્ઠ કૌલાચાર છે. વેદાચારવાળા લોક બ્રાહ્મ મુહૂર્તમાં ઊઠીને ગુરુના નામની સાથે આનંદનાથ કહીને એમને પ્રણામ કરે છે, પછી સહસ્રદલપદ્મમાં ધ્યાન લગાવીને પંચોપચાર પૂજાની સાથે વાગ્ભવબીજનો જપ કરીને પરમશક્તિનું ધ્યાન કરે છે વૈષ્ણવાચારવાળા લોકો હિંસા, નિંદા, કુટિલતા, માંસ તથા મૈથુનને અત્યંત ત્યાજ્ય સમજે છે અને શેષ વ્યવહાર વેદાચારવાળાની માફક કરે છે. શૈવાચારવાળા પશુહત્યા પણ કરી શકે છે. દક્ષિણાચારવાળા આદ્યાશક્તિની પૂજા કરે છે અને રાત્રે વિજયા ગ્રહણ કરીને એકાગ્ર ચિત્તથી જપ કરે છે. વામાચારવાળા મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા (પૃથુક, તંડુલભ્રષ્ટ, ઘઉં અને ચણા આદિ) અને મૈથુન, આ પાંચ મકારોનું અને ખપુષ્પ અર્થાત્ રજસ્વલાના રજ અને કુલસ્ત્રીની પૂજા કરે છે. સિદ્ધાંતાચારવાળા સદા દેવપૂજામાં લીન રહીને દિવસે વિષ્ણુપરાયણ બનીને રાતે યથાસાધ્ય ભક્તિભાવથી મદ્યદાન

બંગાળમાં વામાચારની પ્રધાનતા થઈ, અને એ વામાચારની સાથે ભયંકર જીવહત્યા, વ્યભિચાર અને ભ્રષ્ટાચારનો પ્રચાર થયો. મહાનિર્વાણ તંત્રના અગિયારમા પટલમાં ત્યાં સુધી કહેવામાં આવ્યું છે કે મદ્યપાન કરવાથી મનુષ્યને અષ્ટ ઐશ્વર્યની પ્રાપ્તિ, માંસભક્ષણથી નારાયણની પ્રાપ્તિ, મત્સ્યભક્ષણથી કાલીનું દર્શન થાય છે, મુદ્રાના સેવનથી મનુષ્ય વિષ્ણુરૂપ અને મૈથુનથી શિવતુલ્ય બની જાય છે. આ લોકોએ ચંડાળણ, ચમારણ, માતંગી, માછલીવાળી, મદિરા વેચનારી, ધોબણ, હજામડી અને ધનવલ્લભા અથવા વેશ્યાને આઠ કુલયોગિની માની છે અને કહ્યું છે કે આ જ બધી સિદ્ધિઓ દેનારી છે. આથી સમજી શકાય છે કે આ લોકોની વૃત્તિ કેટલી હલકી થઈ ગઈ હતી. એ ઉપરાંત કેટલાક એવા તાંત્રિક પણ છે કે જેઓ શબની સાથે વીરસાધના કરે છે, અને એ માટે પણ જે લાકડી, બરછી, તરવાર આદિના આઘાતથી અથવા સર્પદંશથી અથવા જળમાં ડૂબીને અથવા યુદ્ધમાં લાગતાં મરાયો હોય, તેવા ચંડાળનું શબ આ લોકો અત્યંત પ્રશસ્ત માને છે.

## બૌદ્ધ તંત્ર

બૌદ્ધ તંત્રોમાં પણ હિંદુ તંત્રોની માફક ચંડી, તારા, વારાહી, મહાવિદ્યા. યોગિની, ડાકણ, ભૈરવભૈરવી આદિની ઉપાસના પ્રચલિત છે, કિંતુ એમાં વજ્રસત્વ અને વજ્રતારાની પૂજા પ્રધાન છે. બીજો તફાવત એ છે કે હિંદુ તાંત્રિક લોક જેમ દક્ષિણાવર્ત્ત ક્રમથી અંગન્યાસ કે પૂજન્યાસ કરે છે,

તેમ બૌદ્ધ તાંત્રિક વામાવર્તથી કરે છે. આ બૌદ્ધ તાંત્રિકો પણ માળામંત્ર, માત્રિકા, કવચ અને હૃદય આદિને અત્યંત ગોપનીય સમજે છે, અને જો કે બૌદ્ધ શાસ્ત્રોમાં પંચમકારની નિંદા કરવામાં આવી છે, કિંતુ બૌદ્ધ તાંત્રિક પંચમકારના સેવનને પોતાના તંત્રનું પ્રધાન અંગ માને છે. આ બૌદ્ધ તન્ત્રોમાં પશુ અને વીર કેવળ આ બે ભાવોનો જ ઉલ્લેખ થયો છે, અને એ કેવળ વાસ્તવિક સિદ્ધ તાંત્રિકને જ વીરનાયક માને છે. તેઓમાં પણ ચક્રપૂજા, વીરયોગ અને ભગપૂજા આદિનું વિશેષ વર્ણન છે, અને વિચિત્ર વાત તો એ છે કે આ બૌદ્ધ તાંત્રિકો બૌદ્ધ સંપ્રદાયવાળાઓથી તદ્દન વિપરીત રીતે ચાતુર્વર્ણ્ય મર્યાદાનો વિચાર કરે છે.

આ વિવરણથી એ સમજવું મુશ્કેલ નથી કે ભયંકર તથા ત્રાસદાયક સાધનો અને વ્યવહારોથી વિશેષ ડર અને ભય ઉત્પન્ન કરીને આ વામાચારી બૌદ્ધ તાંત્રિકોએ આખા સમાજને અને એની વ્યવસ્થાને છિન્નભિન્ન કરી નાખી હતી. અને તેથી જ ગૌરાંગ મહાપ્રભુ શ્રી ચૈતન્યદેવ તથા અન્ય સંતોને એની નિંદા કરવી પડી હતી. પરંતુ એઓ તો ભક્ત હતા, તેથી એમણે જે કૌલાચાર અને વામાચારની નિંદા કરી તે કેવળ પ્રસંગવશ કરી છે. એને માટે આવશ્યકતા એક એવી વ્યક્તિની હતી, જે આ આડંબરપૂર્ણ અનાચાર અને ભ્રષ્ટાચારને બંધ કરીને દેશમાં શુદ્ધ શ્રૌત માર્ગનું પ્રતિપાદન કરે.

**વ્રજવિહાર**

આ શાક્ત વામાચારી તંત્રનું ભયંકર રૂપ શ્રીચંદ્રે

તિબેટ, ભૂતાન અને નેપાળમાં જોયું. એનું સારી રીતે અધ્યયન કરવામાં અને લોકોને એ તરફથી વિરક્ત કરવામાં એમણે પાંચ વર્ષ ત્યાં જ વીતાવી દીધાં. છઠ્ઠે વર્ષે ગંગાયમુનાના પુણ્ય ઉદ્‌ગમસ્થળોનું તીર્થસેવન કરતાં કેદાર, બદ્રીનારાયણ થઈને તેઓ હરિદ્વાર પહોંચ્યા, અને ત્યાંથી દિલ્હી થઈને મથુરા ચાલ્યા ગયા. ત્યાં યમુનાસ્નાન કરીને તેઓએ ભગવાન કૃષ્ણની વિહારભૂમિનાં જે પવિત્ર સ્થળોમાં ભગવાન નંદનંદને પોતાનું બાળપણ વીતાવ્યું હતું તે સ્થળોની જાત્રા કરી. એ રીતે ગોકુળ, વૃંદાવન, ગોવર્ધન અને બરસાનામાં તેઓ મહિનાઓ સુધી વિહરતા રહ્યા.

એક દિવસે તેઓ વ્રજના તમ્રગામની બહાર કૃષ્ણમંદિરમાં બેસીને ભગવદ્‌ગીતાનો પાઠ કરી રહ્યા હતા. એટલામાં ગામના ઘણા ગોવાળો સંધ્યાકાળે ગાયો ચરાવતા ત્યાં આવ્યા અને કૃષ્ણજીને પ્રણામ કરીને પોતપોતાને ઘેર ચાલી ગયા. એમાંથી એક બાળક કુતૂહલવશ શ્રીચંદ્રની પાસે બેસીને ધ્યાનથી એમનો પાઠ સાંભળવા લાગ્યો. જ્યારે પાઠ પૂરો થયો ત્યારે શ્રીચંદ્રે એને પૂછ્યું, "તારું નામ શું છે?"

એ બોલ્યો, "મહાત્માજી! મારું નામ તો ધનરાય છે, પણ ઘરમાં બધાં મને ધન્ના કહીને બોલાવે છે."

શ્રીચંદ્રે પૂછ્યું, "તું કઈ જાતિનો છે?"

એણે કહ્યું, "હું તો આહીર છું."

ફરી શ્રીચંદ્રે પૂછ્યું, "તને કેટલાં વરસ થયાં?"

એ બાળક બોલ્યો, "મારો જન્મ મહાસુદ પાંચમ સંવત એકોતેર (વિ. સં. ૧૫૭૧)ને રોજ થયો છે."

શ્રીચંદ્ર બોલ્યા, "એમ, તો તું દશ વર્ષનો થઈ ગયો, તો પણ તું એ જાણતો નથી કે આ પોથી કઈ છે? અરે આ તો તારા જ વંશના સંસારમાં પ્રસિદ્ધ એવા ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે બનાવેલી ગીતા છે."

ધન્નાએ શ્રીચંદ્રને પૂછ્યું, "આપનું નામ શું?"

શ્રીચંદ્રજી ઝટ હસી પડયા. એમની પાસે બેઠેલા એમના શિષ્ય કમલદાસ મુનિ પણ પોતાના ગુરુદેવનું નામ લેવામાં સંકોચ કરી રહ્યા હતા, તો પણ તેમણે કહી દીધું કે એમનું નામ છે 'ત્રિલોચન.'

### ધન્નાની પ્રતિજ્ઞા

શ્રીચંદ્ર તો ત્યાંથી આગળ ચાલ્યા ગયા, કિંતુ એ બાળકના હૃદયમાં સહસા એવો ભાવ પ્રગટ થયો કે જો હું ભગવાન કૃષ્ણનો વંશધર છું, તો ભગવાન કૃષ્ણ મને અવશ્ય દર્શન દેશે. તેથી એ તન્મય બની અત્યંત મધુર સ્વરમાં ભગવાન કૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યો. એ ત્યાં કેટલો સમય બેસી રહ્યો એની એને ખબર ન રહી, પણ જ્યારે અધિક રાત થઈ ગઈ અને એની માતા ભોજન લઈને ત્યાં આવી, ત્યારે એને ભાન થયું કે રાત તો બહુ વીતી ગઈ છે. માએ બહુ સમજાવ્યો, "બેટા! ભોજન કરી લે, ભગવાન એમ દર્શન નથી દેતા." પણ ધન્નાએ તો મનમાં નિશ્ચય કરી લીધો હતો કે, "કાં તો ભગવાનનાં દર્શન કરીશ નહીં તો આગમાં બળી મરીશ." માતા તો ભોજન રાખી ચાલી ગઈ. આ બાજુ બહુ વાર પછી પણ જ્યારે ધન્નાને ભગવાનનાં

દર્શન ન થયાં ત્યારે એણે લાકડાં એકઠાં કર્યાં અને મહાત્મા ત્રિલોચનજીની ધૂણીની બચેલી આગથી લાકડાં સળગાવ્યાં. જેવો ધન્નો એમાં કૂદવા જતો હતો કે તરત જ એક ભયંકર આંધીનો ઝપાટો આવ્યો અને એ લાકડાં અને આગ કોણ જાણે ક્યાં ક્ષણભરમાં ઊડી ગયાં. ધન્નાની કમર પર દાતરડું લટકતું હતું. એ કાઢીને એ પેટમાં ભોંકવા જતો હતો, એટલામાં મોરમુગટધારી ભગવાન શ્રીકૃષ્ણે સ્વયં પ્રકટ થઈને એનો હાથ પકડી લીધો. ધન્નાએ દાતરડું ફેંકી ભગવાનનાં ચરણ પકડી લીધાં અને ભગવાને ઉઠાડીને એને છાતીસરસો ચાંપ્યો. હવે એ વિચારવા લાગ્યો કે હું ભગવાનનો શું સત્કાર કરું ? એટલામાં એને યાદ આવ્યું કે મારું ભોજન તો રાખ્યું જ છે. એણે ભગવાન તરફ જોયું. ભગવાન સમજી ગયા અને પોતે એના બાજરીના રોટલામાંથી અર્ધો રોટલો પોતાના મોઢામાં મૂકીને બાકીનો પ્રસાદ ધન્નાને આપી દીધો. શ્રીચંદ્રના ક્ષણિક સંપર્કનો એવો ચમત્કાર હતો કે એ ગોવાળને સાક્ષાત્ ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન થઈ ગયાં.

## સોમનાથ ત્રિપાઠીની દીક્ષા

શ્રીચંદ્રજી ત્યાંથી નીકળીને આગ્રા અને ઈટાવા થઈને અયોધ્યા પહોંચ્યા. ત્યાં મર્યાદા પુરુષોત્તમ ભગવાન રામના પુણ્ય જન્મસ્થળનાં દર્શન કરીને તેઓ સકલસુમંગલ તીરથરાજ ત્રિવેણી પ્રયાગ ચાલી ગયા અને ત્યાંથી વિ. સં. ૧૫૮૨માં શિવરાત્રિને દિવસે કાશી પહોંચ્યા ત્યાં પંડિત સોમનાથ

ત્રિપાઠી પણ એમનાં દર્શન માટે આવી પહોંચ્યા. કાશીથી નીકળી ગયા, પટના, રાજગૃહ, વૈદ્યનાથધામ, નવદ્વીપ, બંગાળ અને આસામ થઈને તેઓ જગન્નાથપુરી પહોંચ્યા, અને ત્યાં તેમણે વિ. સં. ૧૫૮૪માં, ચૈત્ર શુક્લ પંચમીને દિવસે શ્રદ્ધાળુ પંડિત સોમનાથ ત્રિપાઠીને ઉદાસીન સંપ્રદાયમાં દીક્ષિત કરીને એમનું નામ સોમદેવ રાખ્યું.

આ સર્વ વિભિન્ન પ્રદેશોમાં ધર્મ અને કર્તવ્યનો ઉપદેશ કરતા, વર્ણાશ્રમમર્યાદાની દુંદુભિ બજાવતા, હિંદુ ધર્મની શ્રેષ્ઠતા સિદ્ધ કરતા, લોકોમાં વિશ્વાસ અને સ્ફૂર્તિ ઉત્પન્ન કરતા તેઓ જગન્નાથપુરીથી જનકપુર, હરિહરક્ષેત્ર, ગોરખપુર અને નૈમિષારણ્ય થઈને પંજાબમાં જલંધર ખાતે પહોંચ્યા. ત્યાં એમનું આગમન થયેલું જાણીને ભક્ત સુખદયાલ એમને સુલતાનપુર લઈ ગયા, જ્યાંથી તેઓ રાવિના તટ પર આવેલા કરતારપુર ગામે ચાલી ગયા, અને ત્યાં જ એમણે ફરીથી પોતાની માતાનાં દર્શન કર્યાં.

## માતપિતાનું મિલન

आत्मन्येवात्मनस्तुष्टः स्थितधीर्मुनिरुच्यते

આ અગિયાર વર્ષો દરમ્યાન શ્રીચંદ્રના પરિવારમાં થોડું પરિવર્તન થઈ ગયું હતું. વિ. સં. ૧૫૭૫માં એમના કનિષ્ટ ભ્રાતા લક્ષ્મીચંદનો વિવાહ થઈ ગયો અને ૧૫૮૦માં એમને ધર્મચંદ નામનો પુત્ર પણ થયો. શ્રીચંદ્રની ગેરહાજરીથી લક્ષ્મીચંદના સ્વભાવમાં પણ એવું પરિવર્તન થઈ ગયું કે તે પોતાનો અધિકતર સમય શિકારમાં વ્યતીત કરવા લાગ્યો. જ્યારે એ પરિવારને ખબર મળી કે શ્રીચંદ્ર કરતારપુરમાં આવ્યા છે અને નગરની બહાર તેઓએ પોતાનું આસન લગાવ્યું છે, ત્યારે એમની માતા સુલક્ષણી એના ભાઈ લક્ષ્મીચંદને સાથે લઈ ત્યાં આવી પહોંચી. માતાના ઉચ્ચતમ પદનું મહત્ત્વ સર્વ આશ્રમવાસીઓએ સૌથી મોટું માન્યું છે. તદનુરૂપ માતાજીને જોતાં જ શ્રીચંદ્રે તત્કાળ ઊઠીને એમને પ્રણામ કર્યા અને કનિષ્ઠ ભ્રાતા લક્ષ્મીચંદને શુભાશીર્વાદ આપ્યા. આટલા દિવસથી વિખૂરી પડેલી માતાની મમતા ઊછળી પડી. ઘણી વાર સુધી તો એ તન્મય બનીને પોતાના પુત્રની સામે એકીટશે નિહાળતાં રહ્યાં અને

વચ્ચે વચ્ચે કુશળમંગળ અને દેશદેશાંતરના વિવરણ પર પ્રશ્ન પૂછીને પોતાના દિવ્ય પુત્રના શ્રીમુખથી ચ્યવિત વાક્સુધાનું પાન કરતા રહ્યા યદ્યપિ માતાએ ઘેર આવવાનો ઘણો આગ્રહ કર્યો, પરંતુ પોતાની આશ્રમમર્યાદાને કારણે તેઓ ઘેર તો ન ગયા, પણ પોતાની માતાના વિશેષ આગ્રહથી એ જ સ્થાન પર ઘણા મહિના સુધી નિવાસ કર્યો

## દુર્ઘટના

એ સમય દરમ્યાન પરિવારમાં એક મોટી દુર્ઘટના બની ગઈ વિ સં ૧૫૮૬ની વૈશાખ શુક્લ તૃતીયાની વાત છે. લક્ષ્મીચંદ્ર કશેથી મૃગયા રમીને પોતાની પાછળ બાણવિદ્ધ મૃગ લઈ ચાલી આવતો હતો સહસા શ્રીચંદ્ર સામે મળ્યા. લક્ષ્મીચંદે પ્રણામ કર્યા, કિંતુ શ્રીચંદ્રને પોતાના કનિષ્ઠ ભ્રાતાનો આ હત્યાકાંડ બહુ જ બૂરો લાગ્યો અને એમણે અત્યંત ખિન્ન સ્વરે કહ્યુ, " શું પિતાજીના સત્સંગથી તું આ જ શીખ્યો ? જે પિતા નિરંતર સંસારભરના પ્રાણીઓમાં વ્યાપ્ત પરમપુરુષની સત્તાનો આદર કરવાનો ઉપદેશ દેતા હતા, એનો પુત્ર બનીને તું આ પ્રકારનુ ઘોર નારકીય કર્મ કરી રહ્યો છે ? એમ નહી સમજતો કે પાપનું ફળ નહીં ભોગવવુ પડે " વેદીવંશ-કલ્પતરુ-મંજરીમાં લખ્યુ છે કે એટલુ સાંભળતા જ લક્ષ્મીચંદે શ્રીચંદ્રને કહ્યુ, " ભગવાન ! હું મારા પાપોનુ પ્રાયશ્ચિત્ત કરવા માટે હમણા જ જાઉં છું " એમ કહીને પોતાની ધર્મપત્ની અને પુત્રને સાથે લઈને એ અશ્વારૂઢ બની આકાશમાર્ગથી ઉપર ઊડવા લાગ્યો, પરંતુ

ભગવાન શ્રીચંદ્રે પોતાની ભૂજા પાંચ યોજન જેટલી લાંબી બનાવીને ધર્મચંદને ઘોડા પરથી ઉતારી લીધો. આનો પાછલો અંશ સંભવતઃ શ્રદ્ધાને કારણે અધિક રહસ્યાત્મક કરી દીધો છે, કિંતુ એનો સાર એ જ છે કે લક્ષ્મીચંદે એવો નિશ્ચય કર્યો હતો કે હું મારી પત્ની ને પુત્રની સાથે પ્રાણ દઈને જીવહત્યાના પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ, અને થોડા જ વખત પછી એનો દેહાંત થઈ ગયો. ત્યારે શ્રીચંદ્રે એ વંશના અંતિમ બાળક ધર્મચંદને પોતાના શરણમાં લઈ લીધો અને શ્રાવણની અમાવાસ્યાને દિવસે ધર્મચંદને ઉદાસીન ઋષિદીક્ષા દઈને દીક્ષિત કરી લીધો. આ દીક્ષામાં મુનિની માફક ગૃહસ્થત્યાગ અથવા સંન્યસ્તવેશ નથી ધારણ કરવો પડતો, અને એ પણ અનુકૂળતા હોય છે કે બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ ત્રણે આશ્રમોમાં રહી શકાય.

### નાનક સાથે મિલાપ

બત્રીસ વર્ષો બાદ આ જ વર્ષમાં નાનક સાથે પણ શ્રીચંદ્રની મુલાકાત થઈ. જ્યારે શ્રીચંદ્ર ચાર વર્ષના હતા ત્યારે એમના નાનાભાઈનો જન્મ થયો હતો. ત્યારે જ નાનક ઘર છોડીને અને સાધુ બનીને દેશાટન માટે ચાલ્યા ગયા હતા. અને એ દરમિયાન, એટલે કે વિ. સં. ૧૫૫૪થી લઈને વિ. સં. ૧૫૭૬ સુધી બન્ને વચ્ચે કદી પણ પરસ્પર મિલન થયું નહોતું. જે સમયે બન્ને પિતાપુત્ર મળ્યા તે સમયે કોઈને પણ એવું પ્રતીત ન થયું કે આ પિતાપુત્રનું મિલન થઈ રહ્યું છે. તેમને જોઈ એવું લાગતું હતું કે જાણે એ અપરિચિત સાધુ સંયોગવશ ત્યાં આવી મળ્યા છે.

## ભ્રમનું નિરાકરણ

ઘણા લેખકો તથા ગ્રપ્રદાયવાદીઓએ, નાનકના પુત્ર હોવાને કારણે, શ્રીચંદ્ર પણ શીખ સંપ્રદાયમાં અંતર્ગત છે એમ માની લીધુ છે, અને એ ભ્રમથી જ એ લોકોએ ઘણા વખત સુધી એવો જ ઉહાપોહ કર્યો કે ઉદાસીન સાધુઓ પણ શીખ સંપ્રદાયની અંતર્ગત છે પરંતુ એ લોકો સંભવતઃ નથી જાણતા કે ઉદાસીન સંપ્રદાય અત્યંત પ્રાચીન છે અને નાનકના પુત્ર હોવા છતા પણ શ્રીચંદ્ર કદી નાનકના મત સાથે સંમત નથી થયા નાનકે જો કે પોતાના વચનોમા સર્વ દેવીદેવતાઓનો સ્વીકાર કર્યો છે, છતા પણ તેઓ નિર્ગુણ, નિરાકાર, નિર્લેપ તથા અંતર્યામી એવા ઈશ્વરની સત્તાને માને છે તેથી જ તેઓ વર્ણાશ્રમની મર્યાદા પણ સદુ નથી માનતા કિંતુ શ્રીચંદ્ર તો શુદ્ધ સનાતન વર્ણાશ્રમ ધર્મનું સમર્થન જ નહી, એનો પ્રચાર પણ કરી રહ્યા હતા તે ઉપરાંત શ્રી નાનકે તો શીખ સંપ્રદાયનું પ્રચલન પણ નહોતુ કર્યું એમણે જે સાધુતમા સ્વય લીધી હતી તે જ પગ પગમા શ્રી ગોવિંદસિંહે, સમયની આવશ્યકતાને અનુસાર, શિષ્ય અથવા શીખ સમાજ સ્થાપિત કર્યો હતો, જે મૂળમા હિંદુ ધર્મનું જ એક અંગ હતો, પણ પાછળથી અનેક રાજનૈતિક તથા સંકુચિત સાંપ્રદાયિક ભાવનાને કારણે અંગ્રેજોની કૂટનીતિનો શિકાર બનીને હિંદુ સમાજથી ભિન્ન ઘોષિત કરી દેવામા આવ્યો

### ગ્રંથલેખન

પોતાની માતાનો વિશેષ આગ્રહ હોવાથી થોડા

વખત ત્યાં જ વીતાવીને તથા પોતાના ચમત્કારપૂર્ણ પવિત્ર તપસ્યામય જીવનથી સર્વને સંતુષ્ટ અને મુગ્ધ કરીને તેઓ પોતાના પ્રિય શિષ્ય સોમદેવને સાથે લઈ પુનઃ કાશ્મીર ચાલી ગયા. આ કાશ્મીરપ્રવાસ દરમિયાન સાત વર્ષ ત્યાં રહીને તેમણે બ્રહ્મસૂત્ર, શ્રીમદ્ભગવદ્ગીતા તથા વેદો પર સમુચ્ચયવાદી સિદ્ધાન્તાનુસાર શ્રીચંદ્રભાષ્ય નામનું અત્યંત વિસ્તૃત ભાષ્ય લખ્યું. જો કે વિસ્તૃત શોધ કરવામાં આવે છે, છતાં એની ખંડિત નકલ સિવાય આખા પુસ્તકનું વિવરણ આજ સુધી નથી મળી શક્યું. એ અત્યંત દુર્ભાગ્યની વાત છે કે આવા મહાપુરુષ તથા અવતારી દિવ્ય માનવને હાથે રચાયેલી આટલી મહત્ત્વપૂર્ણ રચનાઓ લોકોની અસાવધાનીને કારણે પૂર્ણતઃ નષ્ટ થઈ જાય.

## ધર્મધ્વજારોપણ

### ધર્મોરક્ષતિ રક્ષિતઃ

આ દ્વિતીય કાશ્મીરપ્રવાસમાં શ્રીચંદ્રે ચારે વેદો પર ભાષ્યની રચના કરી એવો નિશ્ચય કર્યો કે હવે યવનાક્રાંત પ્રદેશોમાં સનાતન હિંદુ ધર્મની ધ્વજાનું આરોપણ કરવું. એ નિશ્ચય અનુસાર વિ. સં. ૧૫૯૫માં તેઓ સીધા પેશાવર ગયા. એમના ઉપદેશનો એવો વ્યાપક પ્રભાવ પડયો કે ચારે બાજુ ધાર્મિક ભાવનાની લહેર ફરી વળી. એ દિવસોમાં એમનો એક શિષ્ય વિદેશથી વ્યાપાર કરીને ઘણી વ્યાવસાયિક સામગ્રી પોતાના વહાણમાં ભરીને આવતો હતો. ત્યાં માર્ગમાં જ ભયંકર ઝંઝાવાતથી વહાણ ડોલવા લાગ્યું અને એવું પ્રતીત થયું કે બસ એક ક્ષણમાં આ વહાણ જળસમાધિ લેશે. કિંતુ એ ભક્ત વેપારીએ તત્કાળ મનમાં ભગવાન શ્રીચંદ્રનું સ્મરણ કર્યું. ધ્યાન કરતાં જ ઝંઝાવાતનો વેગ મંદ પડી ગયો, આકાશમાં છવાયેલી ઘોર ઘનઘટા ધીરે ધીરે હટી ગઈ અને વિક્ષુબ્ધ સાગરની વિષમ સપાટી પુનઃ શાન્ત થઈ ગઈ. જ્યારે એ વહાણ તટ પર પહોંચ્યું ત્યારે એ વેપારીએ સંકલ્પ કર્યો કે હું મારા આ

વેપારનાં દ્રવ્યોનો થોડો ભાગ ભગવાન શ્રીચંદ્રને અર્પિત કરીશ. આ સંકલ્પ પ્રમાણે પોતાનું ધન લઈને એ શ્રીચંદ્રની શોધ કરતો પેશાવર જઈ પહોંચ્યો; અને સંપૂર્ણ કથા સંભળાવીને એણે એ સંકલ્પિત દ્રવ્યરાશિ ભગવાનનાં ચરણોમાં અર્પિત કરી દીધો.

### શ્રીચંદ્ર ધર્મશાળા

એ વેપારીની આ રોમાંચકારી ઘટના સાંભળીને અને શ્રીચંદ્રના ધ્યાનમાત્રનો આટલો પ્રબળ પ્રતાપ સાંભળીને અન્ય ઉપસ્થિત લોકોનું હૃદય પણ ભક્તિથી આંદોલિત થઈ ઊઠયું. સ્વયં ભગવાન શ્રીચંદ્રની એવી ઇચ્છા થઈ કે આ ભક્તનું શ્રદ્ધાપૂર્ણ દાન સ્વીકાર્યા પછી એ દ્રવ્ય કોઈ પુણ્ય કાર્યમાં વપરાઈ જાય તો સારું. તેમને સ્વતઃ તો ધનની કામના ન હતી, તેમ જ તેઓ તેનો સંગ્રહ કરીને પોતાની પાસે રાખવા પણ ચાહતા ન હતા. તેથી તેમણે એ ધનથી એક દિવ્ય ભવન નિર્માણ કરાવ્યું, જે પાકિસ્તાન બનતાં સુધી પેશાવરમાં શ્રીચંદ્ર ધર્મશાળાને નામે પ્રસિદ્ધ હતું. ત્યાં શતાબ્દિઓથી પેશાવરના હિંદુ એકત્ર થઈ કથા, કીર્તન અને ધાર્મિક પ્રવચન કરતા તથા સાંભળતા હતા અને એ જ સમયથી રાતદિન ત્યાં ઘીના પાંચ દીપક પણ નિરંતર બળતા હતા.

### કાબુલમાં ધર્મપ્રચાર

પેશાવરમાં આ રીતે ધર્મપ્રચાર કરતાં થોડા દિવસ નિવાસ કરીને તેઓ કાબુલ તરફ ચાલી નીકળ્યા. એ સમયે ભારત અને અફઘાનિસ્તાનની વચ્ચે રાજનૈતિક મતભેદ હોવા છતાં

પણ અને રાજ્યની ભિન્નતા હોવા છતાં પણ આજકાલ છે એવી માનસિક વિષમતા નહોતી. તે વખતે હુમાયુનો ભાઈ કામરાન કાબુલની ગાદી પર હતો. યદ્યપિ ધાર્મિક કટ્ટરતા અને મૌલવીઓનું હઠપૂર્ણ કુશાસન ત્યાં પણ તેવું જ હતું જેવું કોઈ ધર્માંધ મુસ્લિમ રાજ્યમાં હોય છે, કિંતુ ભગવાન શ્રીચંદ્રને કોઈનો પણ ભય નહોતો. એમણે ત્યાં પહોંચી પોતાની ધૂણી જગાવી દીધી. હિંદુ અને મુસલમાન બન્ને એમના ઉપદેશ અને યૌગિક ચમત્કારોથી આકૃષ્ટ થઈને નિત્ય એમનાં દર્શન કરવા માટે ત્યાં આવવા લાગ્યા. એમના ઉપદેશનો સૌથી મોટો પ્રભાવ તો એ હતો કે ત્યાંના જે મુસલમાન પોતાના પાડોશીઓને વાતવાતમાં કષ્ટ અને નડતર કરવામાં જ પોતાનું ધાર્મિક ગૌરવ સમજતા હતા, તેઓએ પણ પોતાના પાડોશીઓની ભાવનાનો આદર કરવાનું શરૂ કર્યું; એટલું જ નહીં, એ લોકો રામ અને કૃષ્ણ પ્રતિ પણ આદરભાવ બતાવવા લાગ્યા.

### રામભક્ત વજીરખાં

આ રામભક્તોમાં એક વજીરખાં નામનો મુસલમાન પણ હતો, જેના પર એમની વાણીનો એટલો બધો પ્રભાવ પડ્યો કે એ હાથમાં કરતાલ લઈને દિનભર કાબુલની ગલીઓમાં રામ અને કૃષ્ણનાં ભક્તિપૂર્ણ ગીતો ગાતો ફરવા લાગ્યો. ઘણા દિવસો સુધી તો કોઈને એ જ ન સમજાયું કે એ શું ગાઈ રહ્યો છે. ત્યાંના મુસલમાન કેવળ એટલું જ સમજ્યા હતા કે વજીરખાંને ઉન્માદ થઈ ગયો છે, અને

એ દીવાનાપણાની દશામાં ગાતો ફરે છે. કિંતુ જ્યારે ત્યાંના મૌલવીઓને એ ખબર પડી કે આ તો અવતારોની ગાથાઓ ભજનના રૂપમાં ગાતો ફરે છે, ત્યારે તો તેઓને આખે શરીરે આગ પ્રગટી ઊઠી. તેઓએ વજીરખાંને કાફર ઘોષિત કર્યો. તેઓ એના પ્રાણ લેવાને તૈયાર થઈ ગયા. પરિણામે વજીરખાં જ્યાં જ્યાં જતો ત્યાં ત્યાં મુસલમાનોની ટોળીએ મળતી અને એને ગાળો સંભળાવતી. પણ એ તો ભગવત-પ્રેમમાં એટલો રંગાઈ ચૂક્યો હતો કે એને એ ગાળો અને તિરસ્કારોની કંઈ પડી ન હતી, કંઈ ડર ન હતો.

## જે હઠથી રાખે ધર્મને

એક દિવસ તે આ જ રીતે તન્મય બની ફરતો ફરતો એક મસ્જિદ પાસે ઊભો રહી કીર્તન કરવા લાગ્યો. ત્યાં તે વખતે ઘણા મુસલમાન નમાજ પઢી રહ્યા હતા. વજીરખાંની કરતાલનો ધ્વનિ સાંભળીને તેઓ બધા ગુસ્સે થઈ એને મારવા માટે બહાર નીકળી આવ્યા. જો કે વજીરખાંને મૃત્યુનો ભય નહોતો, પણ એના એક પ્રેમીએ તત્કાળ એને ભગવાન શ્રીચંદ્રના વિશ્રામાશ્રમમાં પહોંચાડી દીધો. ધર્માંધ મુસલમાનોથી પ્રેરિત એક ઉત્તેજિત ટોળી કોલાહલ કરતી ત્યાં પણ પહોંચી ગઈ. એ લોકોએ એટલા ઊંચે સ્વરે ઘાંટા પાડવા માંડ્યા કે તેઓને સમજાવવા અને શાંત કરવા શ્રીચંદ્રના શિષ્ય સોમદેવને બહાર આવવું પડ્યું. પરંતુ. એ લોકો ક્યાં માને તેમ હતા! એમણે વજીરખાંને બળ-પૂર્વક કેદ કરવા માટે સંગઠિત પ્રયાસ કર્યો, અને જેવા તેઓ

થોડા ડગલા આગળ વધ્યા કે તરત જ એ લોકોના પગ પૃથ્વી પર ચોંટી ગયા અને તેમની આંખોની જ્યોતિ પણ લુપ્ત થઈ ગઈ

## તેને રાખે કિરતાર

ભગવાન શ્રીચન્દ્રના યૌગિક ચમત્કારની કથા તો પહેલેથી જ કાબુલમા ઘેરેઘેર વ્યાપ્ત હતી તેથી જ્યારે એ ઉત્તેજિત ભીડની પ્રત્યેક વ્યક્તિના પગ ખોટા પડી ગયા અને બધા નેત્રહીન થઈ ગયા, ત્યારે સર્વને પોતાની ભૂલ માટે ઘોર પશ્ચાત્તાપ થયો એ ટોળાના નેતાએ તત્કાળ હાથ જોડી, અત્યત ઉચ્ચ સ્વરથી કરુણ શબ્દોમા ક્ષમાપ્રાર્થના કરી ત્યારે ભગવાને કહ્યુ કે, "હવે એ મારા હાથની વાત નથી રહી વજીરખા જ ક્ષમા કરે તો તમારુ કલ્યાણ થઈ શકે છે " ત્યારે તેઓ બધા વજીરખાને પ્રાર્થના કરવા લાગ્યા વજીરખા પણ 'હરે રામ, હરે કૃષ્ણ' કરતો એમની પાસે આવી ઊભો વિચિત્ર વાત એ બની કે એની વાણીની સાથે સાથે ત્યા ઉપસ્થિત ટોળાની પ્રત્યેક વ્યક્તિના મુખમાં 'હરે રામ, હરે કૃષ્ણ'નો ધ્વનિ નીકળવા લાગ્યો ધીરે ધીરે ધ્વનિની ગતિની સાથે સાથે એમના પગોમા પણ ગતિ આવવા માડી અને નેત્રોની ગત જ્યોતિ પણ ફરી આવી ગઈ તે જ દિવસથી કાબુલની જનતા જે છાપરા નીચે ભગવાન શ્રીચન્દ્રે પોતાની ઝૂપડી બનાવી હતી તે છાપરામા શ્રદ્ધા રાખવા લાગી આજે પણ કાબુલની જનતાને વિશ્વાસ છે કે આ છાપરાના શરણમા આવેલી વ્યક્તિ પર કોઈ આક્રમણ

નથી કરી શકતું, અને જો કોઈ કરશે તો એના પગ નિશ્ચેષ્ટ થઈ જશે અને એનાં નેત્ર જ્યોતિહીન બની જશે. એ સમયે તો આ છાપરું ઘાસ ને વાંસથી બનાવવામાં આવ્યું હતું, પરંતુ હવે શ્રદ્ધાળુ ભક્તોએ એને પતરાંથી ઢાંકી દીધું છે.

**આ અત્યાચાર**

કાબુલની જનતા પર પોતાના ચમત્કારોનો અમિટ પ્રભાવ મૂકીને અને એમનાં હૃદયોમાં વ્યાપક માનવતા પ્રતિ સદ્‌ભાવનું બીજારોપણ કરીને તેઓ પોતાના શિષ્ય સોમદેવની સાથે ત્યાંથી કંદહાર (ગાંધાર) પહોંચ્યા. એ વખતે અફઘાનિસ્તાનમાં રહેનારા હિંદુઓની દશા અત્યંત દયનીય અને શોચનીય બનતી જતી હતી. ત્યાંના અધિકાંશ હિંદુનિવાસી કેવળ વેપારને લીધે વસ્યા હતા, અને એ જ લોભને કારણે તેઓ પ્રતિદિન અનેક પ્રકારના અત્યાચાર અને અપમાન સહેતા જતા હતા. આ અપમાન એટલી પરાકાષ્ઠા સુધી પહોંચી ગયું હતું કે કોઈ હિંદુ પોતાના ઘરમાં કથાકીર્તન કરી શકતો ન હતો, પોતાના સંસ્કાર પણ કરી શકતો ન હતો તેમ જ શંખઘંટા વગાડી ભગવાનની પૂજા પણ કરી શકતો નહતો. જો કોઈના ઘરમાં કદી ભૂલથી શંખ કે ઘંટાનો અવાજ સંભળાતો તો એનું આવી બન્યું સમજો. એને માટે કેવળ એક જ માર્ગ શેષ હતો; કાં તો એ ઇસ્લામધર્મને વરે કાં તો શૂળીએ ચઢે.

**શંખધ્વનિનો દંડ**

જે દિવસોમાં ભગવાન શ્રીચંદ્ર ત્યાં રહ્યા હતા, તે

દિવસોમાં કંદહારમાં ભગવાન કૃષ્ણના અનન્ય ભક્ત લક્ષ્મણદત્ત નામના બ્રાહ્મણે પોતાના ઘરની અંદર જ એક સુંદર નાનું સરખું કૃષ્ણમંદિર બનાવ્યું હતું, જેમાં એ ચૂપચાપ શંખઘંટા બજાવ્યા વગર ભગવાનની પૂજા કરી લેતો હતો. એક દિવસ સંયોગવશાત્ લક્ષ્મણદત્તની ગેરહાજરીમાં એના એકમાત્ર પુત્ર રામરત્ને રમતાં રમતાં મંદિરમાંથી શંખ ઉઠાવીને ફૂંકવો શરૂ કર્યો. થોડી વાર સુધી તો એનો પ્રયાસ અસફળ રહ્યો, પણ એક વાર એણે એવી જોરથી ફૂંક મારી કે આખું ઘર શંખનાદથી ગૂંજી ઊઠ્યું. પાસે જ એક મૌલવીનું ઘર હતું. એણે જેવો શંખધ્વનિ સાંભળ્યો તેવા જ એના કાન સરવા થઈ ગયા. એ ઝટ દોડી આવ્યો અને લાગ્યો બારણાં ખખડાવવા. એ દરમિયાન બહારથી પંડિત લક્ષ્મણદત્ત પણ આવી પહોંચ્યો. બધી વાત સાંભળીને એમણે મૌલવીને અરજ કરી કે એ હજી બાળક છે માટે માફ કરો. કિંતુ મૌલવીને તો ધર્મની પડી હતી, એટલે એણે કંઈ સાંભળ્યું નહીં અને બાળક રામરત્નને પકડીને કામરાનના દરબારમાં લઈ ગયો.

## વિભૂતિનો ચમત્કાર

મુસલમાનોનો આ નિર્દય અત્યાચાર જોઈને લક્ષ્મણદત્તે પણ સંયમ ગુમાવ્યો. પુત્રની રક્ષાનો એને કોઈ ઉપાય નહોતો સૂઝતો. અંતમાં એણે સીધું ભગવાનનું શરણ લીધું. એના આવ્યા પહેલાં જ ભગવાન શ્રીચંદ્રને આ બધી ઘટના જ્ઞાત થઈ ચૂકી હતી. એમણે એ બ્રાહ્મણને

સાંત્વન દેતાં કહ્યું, "તમે ચિંતા ન કરો. તમે આ વિભૂતિ લઈને તત્કાળ જાઓ અને એ બાળકના માથા પર લગાડજો. બધું કલ્યાણ જ થશે." એમ કહીને ભગવાને ગાયત્રીમંત્ર બોલીને પોતાની ધૂણીમાંથી વિભૂતિ કાઢી અને લક્ષ્મણદત્તના હાથમાં આપી. તે લઈને તે સીધો કામરાનના દરબારમાં જઈ પહોંચ્યો.

## જે પર કૃપા રામની હોય

દરબારમાં કંદહારના સર્વ પ્રસિદ્ધ મૌલવી અને કાજી એકઠા થયા હતા, અને બધા પોતપોતાના મત પ્રમાણે શું શિક્ષા કરવી તે કહેતા હતા. કોઈ આંખ કાઢી લેવાના પક્ષમાં હતા તો કોઈ હાથપગ કાપી લેવા ઇચ્છતા હતા; કોઈ એનો વધ કરવા ઉત્સુક હતા તો કોઈ એને મેદાનમાં ઊભો રાખીને પથ્થરની વર્ષા કરી એને 'સંગસાર' કરી દેવા માગતા હતા; તો વળી કોઈ એને ઇસ્લામ સ્વીકારવા ફોસલાવી રહ્યા હતા અને પ્રલોભનો દઈ રહ્યા હતા. કામરાન પોતે બહુ દયાળુ હતો. એ સમજતો હતો કે આ બાળક અબોધ છે. કિંતુ સફેદ દાઢીમૂછવાળા મૌલવીઓની ક્રૂર દૃષ્ટિની આગળ એની દયા પણ નિસ્તેજ થઈ જતી હતી. અંતમાં એવો નિર્ણય થયો કે એ જો ઇસ્લામ સ્વીકારી લે તો એને છોડી દેવો. કિંતુ એ બાળક પણ હઠ પકડીને બેઠો હતો. એણે કહ્યું, "હું માથું આપી દઈશ કિંતુ ધર્મ નહીં છોડું." આ દરમિયાન લક્ષ્મણદત્ત ત્યાં આવી પહોંચ્યો અને રામરત્નને સમજાવવાને બહાને રામરત્નને અલગ લઈ

જઈ એણે એના માથા પર વિભૂતિનું તિલક કરી દીધું. વિભૂતિ લાગતાં જ જાણે એનામાં કોઈ નવી જ્યોતિ પ્રગટી ! જ્યારે એ પોતાનો નિર્ણય સંભળાવવા પાછો ફર્યો, ત્યારે જોયું તો બધાની જીભ મૂંગી થઈ ગઈ છે અને હાથ પથ્થર થઈ ગયા છે. આ જોઈને અને સાંભળીને તો આખા નગરમાં હાહાકાર મચી ગયો. એ દિવસોમાં કામરાનના એક મિત્ર ગુલ અકબર અત્યંત સાધુ પ્રકૃતિના સત્સંગી ભક્ત હતા. એ તત્કાળ સમજી ગયા કે કહો ન કહો, આ પેલા નગરની બહાર રહે છે તે જ મહાત્માનો ચમત્કાર છે. એ તત્કાળ દોડીને રાજસભામાં ગયા અને એ પથ્થર બની ગયેલા માણસોને કહેવા લાગ્યા કે નગરની બહાર રહેલા મહાત્મા પાસે જઈ ક્ષમા માગો અને તમારાં પાપનું પ્રાયશ્ચિત્ત કરો. આ સાંભળી જ્યારે ખરેખર એ બધાએ ભગવાનનું ધ્યાન ધર્યું ત્યારે તેઓના હાથપગ કંઈક ઢીલા પડયા અને જીભમાં શક્તિ આવી. રામરત્નને બંધનમુક્ત કરવામાં આવ્યો અને એ હસતોકૂદતો પોતાને ઘેર પાછો ફર્યો.

### કામરાનને ઉપદેશ

આ ઘટનાથી કામરાન પણ એટલો પ્રભાવિત થયો કે એ બીજે જ દિવસે ભગવાનની સેવામાં જઈ પહોંચ્યો અને એમની પાસે પોતાના અપરાધોની ક્ષમા માગી. ભગવાને એને ઉપદેશ આપતાં કહ્યું, " કોઈ પણ શાસકે પોતાની પ્રજા પર કોઈ પણ પ્રકારનો અન્યાય નહીં કરવો જોઈએ. શાસકે પોતાની પ્રજા પ્રતિ કદી ભેદબુદ્ધિ નહીં રાખવી જોઈએ, કારણ કે પક્ષપાતપૂર્ણ શાસન અધિક સમય સ્થિર નથી રહી શકતુ."

### પ્રાર્થના

ભગવાનના આ ઉપદેશનો કામરાન પર બહુ પ્રભાવ પડ્યો. એ હાથ જોડી પ્રાર્થના કરવા લાગ્યો, "ભગવન્! આપનો ઉપદેશ હું શિર પર ચઢાવું છું. ભવિષ્યમાં હવે કદાપિ આ પ્રકારનો અન્યાય નહીં થાય." થોડો વખત આમ જ વાર્તાલાપ કરીને કામરાન પોતાના અનુચરોની સાથે પોતાના રાજભવનમાં પાછો ફર્યો.

### જો મૃગમાં પ્રાણસંચાર કરે

વિ. સં. ૧૫૯૦ની ઘટના છે. કંદહારની પાસે જ એક જંગલમાં ઊંચી ટોચ પર ભગવાન સમાધિ લગાડીને બેઠા હતા. તે જ વખતે કામરાને મૃગયા રમતાં બરાબર એ જ જગાની નીચે એક મૃગને બાણથી વીંધી નાખ્યું. સોમદેવને એ મૃગ પર બહુ દયા આવી. એણે કામરાનને કહ્યું કે આ સ્થળ તો ભગવાનના ચરણસ્પર્શથી પુણ્ય સ્થળ બની ગયું છે. અહીં જીવહત્યા કરવી આપને શોભા નથી દેતી. કામરાને કહ્યું કે યદિ આપના ભગવાન આ મૃગમાં પ્રાણ મૂકે તો આપની વાત સહર્ષ સ્વીકારી લઉં. સોમદેવે ભગવાનને બધી હકીકત કહી અને એ પણ કહ્યું કે કામરાને એ મૃગની આંખો પણ કાઢી લીધી છે. આ બધું સાંભળી ભગવાનને મુખથી સરી પડ્યું કે જેણે આની આંખો કાઢી લીધી છે, એની આંખો પણ કોઈ કાઢી લેશે.

### પાપનું પ્રાયશ્ચિત્ત

કામરાનને સાથે લઈને સોમદેવ જ્યારે ભગવાનની

પાસે પહોંચ્યા, ત્યારે ભગવાને બધું સાંભળી કામરાનને કહ્યું, "જુઓ કામરાન! આ બધાં જીવજંતુ ભગવાનને પુત્રની સમાન પ્રિય છે. મનુષ્ય પોતાની ઇચ્છાપૂર્તિને માટે જે હત્યા કરે છે, એનું પરિણામ અત્યંત દુઃખદ હોય છે." ભગવાનના આ ઉપદેશથી કામરાન પર બહુ પ્રભાવ પડ્યો અને એણે પૂછયું, "હવે હું મારાં પૂર્વપાપોનું પ્રાયશ્ચિત્ત શી રીતે કરું?" ભગવાને કહ્યું, "પાપનો દંડ તો ભોગવવો જ પડશે." આ વાત સાંભળીને કામરાનની છાતી બેસી ગઈ. એના મનમાં અત્યંત ભયપૂર્ણ ડર છવાઈ ગયો કે રખે આ મહાત્માની વાણી સત્ય ઠરી જાય. ભગવાન શ્રીચંદ્રના ગુણોથી અને એમની વાણીના પ્રતાપથી એ પહેલેથી જ પરિચિત હતો. તેથી એના મનનો ભય હજીયે વધારે વેગથી એના હૃદયમાં ધ્રૂજારી પેદા કરવા લાગ્યો. એ ભૂખતરસ ભૂલી જઈને અત્યંત આગ્રહપૂર્વક ભગવાનના ચરણોમાં આળોટી પડ્યો, કિંતુ ભગવાને તો સમાધિ લગાવી દીધી હતી. પંદર કલાક પછી જ્યારે ભગવાનની સમાધિ તૂટી ત્યારે સોમદેવે કામરાનની બધી દશા એમને કહી સંભળાવી

ભગવાને કહ્યું, "સોમદેવ! નિયતિ અટલ હોય છે. ભાવિ પ્રબળ છે, એને કોઈ ટાળી નથી શકતું." આ સાંભળીને કામરાનની જીભ તાળવે ચોંટી ગઈ. એ કાતર બનીને વારંવાર પ્રાર્થના કરવા લાગ્યો, અને સોમદેવ પણ એના તરફથી આગ્રહ કરવા લાગ્યો કે એનો અપરાધ આ વખતે માફ કરો. ત્યારે ભગવાને કહ્યું, "સારું, કામરાન!

આ અપરાધથી તો તમે મુક્ત થઈ જશો જ, પણ જો ભવિષ્યમાં તમે કદી અકારણ કોઈ જીવને સતાવશો અથવા શાસનના મદમાં આવીને કોઈ નિર્દોષ જીવનો વ્યર્થ વધ કરશો, તો તમને એનું મહાન કટુ ફળ ભોગવવું પડશે."

કામરાને પોતાના હૃદય પર હાથ રાખી પ્રતિજ્ઞા કરી અને પોતાનાં પૂર્વ દુષ્કૃત્યો બદલ પશ્ચાતાપ કર્યો. તે જ વખતે ભગવાને પોતાની સુધાપૂર્ણ દૃષ્ટિ પેલા મૃગ પર ફેરવી, એટલે એ તત્કાળ ઊઠયું અને છલાંગો ભરતું જંગલ તરફ દોડી ગયું. આ લીલા જોઈ કામરાન મંત્રમુગ્ધ થઈ ગયો, અને અત્યંત શ્રદ્ધાની સાથે ભગવાનને પ્રણામ કરી પોતાને સ્થાને પાછો ફર્યો.

## લેખ વિધિના કોણ મિટાવે?

ઘણા વખત સુધી તો કામરાને પોતાનું જીવન સાત્વિક બનાવી રાખ્યું, કિંતુ થોડા જ દિવસો બાદ એને ફરીથી મૃગયાનું વ્યસન લાગ્યું. પરિણામ એ આવ્યું કે સંવત ૧૬૧૧માં હુમાયુએ કાબુલ પર આક્રમણ કર્યું અને કામરાનને કેદી કરી એની આંખો કઢાવી લીધી. એને એનાં કુકૃત્યનું ફળ મળી ગયું. બંદીની અવસ્થામાં એને નિરંતર ભગવાનનાં વચનોનું સ્મરણ થતું રહ્યું અને એ જીવનભર પોતાની પાપબુદ્ધિને ધિક્કારતો રહ્યો.

થોડા વખત સુધી કાબુલમાં રહી ભગવાન શ્રીચંદ્ર ત્યાંથી ચિત્રબુલાન ચાલી ગયા અને ત્યાંથી બલુચિસ્તાન થઈ પુનઃ પેશાવર પહોંચ્યા.

## સિંધનો ઉદ્ધાર

परोपकाराय सतां विभूतयः

પેશાવરથી પાછા ફરી તેઓ પકખોકેમાં આવી રહ્યા. ત્યાં થોડા દિવસ નિવાસ કરી બારઠમાં જઈ રહ્યા, જ્યાંથી સં. ૧૬૦૦માં તેમણે હરિદ્વારની જાત્રા કરી. કનખલમાં એ સંપ્રદાયના આદિ આચાર્ય શ્રી સનત્કુમારે અધિક દિન વાસ કર્યો હતો, તેથી શ્રીચંદ્ર પણ ત્યાં અધિક આવજા કરતા હતા. ત્યાં પહોંચી તેઓ કાશી તરફ જવાનો વિસ્તૃત કાર્યક્રમ ગોઠવી રહ્યા હતા, એટલામાં રામચંદ્ર નામનો એમનો એક સિંધી ભક્ત તીર્થયાત્રા કરતો ત્યાં આવી પહોંચ્યો. એણે કુશળમંગળ કર્યા પછી સિંધની દુર્દશાનું જે હૃદયદ્રાવક ચિત્ર રજૂ કર્યું, એ સાંભળી ભગવાનનું કોમળ હૃદય દ્રવિત થઈ ગયું.

### સિંધની દશા

તે સમયે આરણવાસીઓની એવી માન્યતા હતી કે લંકામાં જે જગા એડમ્સપીક અથવા આદમશિખરના નામથી પ્રસિદ્ધ છે, એ આદિ પુરુષ બાબા આદમનું ચરણચિહ્ન છે.

તે ચિહ્નના દર્શનને માટે અસંખ્ય આરબવાસીઓ પ્રતિવર્ષ સિંધ થઈને ભારતને સ્થળમાર્ગે લંકા જતા હતા. તેથી જ્યારે આરબોમાં ઇસ્લામ ધર્મનો પ્રચાર થયો અને સાતમી શતાબ્દિમાં મહમદ બિન કાસમે સિંધ પર આક્રમણ કરીને ત્યાંના હિંદુ રાજા દાહિરને પરાજિત કર્યો અને સિંધદેશ અને મકરાન પર અધિકાર કર્યો, ત્યારે એની સાથે સાથે ઇસ્લામ ધર્મ પણ ભારતમાં આવ્યો, અને વિ. સં. ૭૭૬માં સમસ્ત સિંધ પ્રદેશ મુસ્લિમ પ્રચારકોના કુચક્રનો શિકાર બની ગયો. પરિણામ એ આવ્યું કે લાખો હિંદુઓને બળપૂર્વક વિધર્મી બનાવી દેવામાં આવ્યા, અને જે પ્રત્યક્ષ રૂપે મુસલમાન ન બન્યા તેમના આચારવિચારમાં મુસલમાનીપણું તો અવશ્ય ઘૂસી ગયુ. ભારતવર્ષમાં સાતમી શતાબ્દિ બાદ જે હિંદુ સમ્રાટો કે રાજામહારાજાઓએ શાસન કર્યું તેઓ સ્વયં પોતપોતાના પ્રદેશોનું સંરક્ષણ કરવામાં અને બહારથી આવનારાં યવનોનાં આક્રમણોથી દેશની રક્ષા કરવામાં એટલા વ્યસ્ત રહેતા કે તેઓને સિંધ અને મકરાનનો ઉદ્ધાર કરવાની ફુરસદ જ નહીં મળી. તે પછી જે અનેક સંતમહાત્માઓ અને દાર્શનિકોએ ભારતમાં જન્મ લઈને વૈષ્ણવધર્મની દુદુંભિ વગાડી અથવા નિર્ગુણ, નિર્લેપ, નિરાકાર બ્રહ્મની ઉપાસનાનો માર્ગ સુઝાડ્યો, એમાંથી પણ કોઈ એવો મહાપુરુષ ન થયો જે સિંધની તરફ જઈને ત્યાંની ત્રસ્ત જનતાને સાંત્વન આપી શકે. તેથી સાતમી શતાબ્દિથી જ સિંધ પ્રદેશ નિરંતર મુસ્લિમ ધર્માંધતાનો દીન શિકાર બનતો ગયો. કેટલાક

તાંત્રિક અવશ્ય એવા હતા જે હિંગળાજ દેવીની યાત્રાને માટે સિંધને પેલે પાર જતા. કિંતુ તેઓના આચારવિચાર એટલા બીભત્સ હતા અને તેઓ સ્વયં પોતાનામાં જ એટલા સંકુચિત રહેતા હતા કે તેમની પાસે લોકકલ્યાણની આશા રાખવી જ વ્યર્થ હતી. એ તાંત્રિકોએ સિંધ પાસે કચ્છ દેશમાં પોતાના વામાચારનું વિશાળ કેન્દ્ર બનાવી લીધું હતું, જેના કુસંગનો પ્રભાવ સિંધ પર એવી રીતે પડ્યો કે ત્યાંના નિવાસી પણ માંસમદ્યના સેવનને સારું માનવા લાગ્યા.

## મુસ્લિમ કુચક્ર

એ પ્રદેશો પર શાસન કરવા જે મુસ્લિમ શાસક આવ્યા તે સર્વના હાથમાં ઉઘાડી ઇસ્લામની તરવાર હતી, જે રજ-માત્ર અપરાધ પર કોઈપણ હિંદુના શિર પર તૂટી પડતી. જે હિંદુ મનસ્વી હતા, તે તો આ તલવારના ઘા સહન કરી પોતાના પ્રાણોનું બલિદાન દઈ દેતા હતા, કિંતુ જેઓમાં એ સાહસ નહોતું, તેઓ ઇસ્લામને સ્વીકારી પોતાના પ્રાણની રક્ષા કરી લેતા. અનેક પીરો પણ હિંદુ મહિલાઓને પુત્રનું પ્રલોભન દઈને જાળમાં ફસાવી રહ્યા હતા, જેના ચક્કરમાં કોણ જાણે કેટલાય લોક પોતાના આચારવિચાર ખોઈને મુસલમાન બની ચૂક્યા હતા. કિંતુ આ દુર્દશામાંથી તેમનો ઉદ્ધાર કરનાર કોઈ નહોતું.

## નગરઠઠ્ઠામાં ધૂણી

રામચંદ્રે આ આઠનો વર્ષની કરુણ કથા નેત્રોનાં આંસુઓથી સિંચીને જ્યારે ભગવાન શ્રીચંદ્રની સામે કહી,

ત્યારે તો તેઓ પણ એ સાંભળીને એક વાર કરુણાર્દ્ર થઈ ગયા. થોડી વાર વિચાર કર્યા બાદ એમણે પોતાના શિષ્યોને કહ્યું, "હવે આપણે કાશીની યાત્રા છોડી સીધું સિંધ પ્રતિ પ્રસ્થાન કરવું પડશે."

આ નિશ્ચયથી ભક્ત રામચંદ્રને ઘણું આશ્વાસન મળ્યું. શ્રીચંદ્ર તે જ દિવસે હરિદ્વારથી નીકળીને ભટિંડા અને મુલતાન થઈ સિંધના નગરઠઠ્ઠા નગરમાં પહોંચી ગયા અને એક સઘન જંગલમાં ધૂણી જગાવી બેસી ગયા.

એ વખતે નગરઠઠ્ઠા કેવળ સિંધના મુખ્ય મુસલમાન પીરોનો જ અડ્ડો નહોતું, પણ હિંગળાજ દેવીની યાત્રા કરનારા તાંત્રિકોએ પણ નગરઠઠ્ઠામાં પોતાનો અડ્ડો બનાવ્યો હતો. તેથી તાંત્રિકો અને મુસલમાનો જોડે એકીસાથ ટક્કર ઝીલવાનું આથી સુંદર કોઈ બીજું સ્થાન નહોતું. ત્યાં બેસીને યવનોનું માનમર્દન અને શાક્તોની શુદ્ધિ, આ બન્ને કાર્યો સરળતાથી કરી શકાય તેમ હતું.

## ભક્તગિરિ અને રામગિરિ

ભગવાન શ્રીચંદ્ર નગરઠઠ્ઠામાં મૌનાવલંબી બની રહ્યા હતા. અહીંતહીંથી હિંગળાજને માટે જે યાત્રી આવતા હતા, તેમની સાથે ભગવાનના શિષ્ય જ પતાવી લેતા. સંયોગવશ એ જ વખતે પોતાના પૂર્વજોના નિયમને અનુસાર મગધના જાણીતા મહાત્મા ભક્તગિરિ પોતાના ત્રણસો સાઠ શિષ્યોની સાથે હિંગળાજ દેવીની યાત્રા માટે નીકળ્યા હતા. પંજાબ પહોંચીને જ્યારે એમણે ભગવાન શ્રીચંદ્રના ખૂબ વખાણ સાંભળ્યાં,

ત્યારે એમના મનમાં પણ ઇચ્છા થઈ કે જઈને એમની મુલાકાત કરું. પરિણામે તેઓ ફરતા ફરતા પોતાના શિષ્યોની સાથે નગરઠઠ્ઠા આવી પહોંચ્યા.

## ભક્તગિરિની દીક્ષા

ભક્તગિરિની સાથે એમનો શિષ્ય રામગિરિ તાંત્રિક પણ હતો, જે ધીરે ધીરે ભક્તગિરિને તાંત્રિક બનાવવાને માટે અતિશય પ્રયત્નશીલ હતો. જ્યારે એણે નગરઠઠ્ઠા પહોંચી શ્રીચંદ્રની દિવ્ય શક્તિઓનું વિવરણ સાંભળ્યું ત્યારે એને રોમેરોમ ઈર્ષ્યા પ્રગટી. જ્યારે જ્યારે કોઈ એની સાથે એમની ચર્ચા કરતું, ત્યારે ત્યારે એ ચિડાઈને એને ઝાડી નાખતો. એક દિવસ ભક્તગિરિની મંડળીમાં શ્રીચંદ્રની ચર્ચા ચાલી રહી હતી, ત્યારે ભગવાનનો શિષ્ય સોમદેવ ત્યાં આવી પહોંચ્યો. વાતચીતમાં ભક્તગિરિએ સોમદેવને કહ્યું કે હું તમારા ગુરુજીનાં દર્શન કરવા ઇચ્છું છું. તદનુસાર સોમદેવે એને પોતાની સાથે લઈ જઈ ભગવાન શ્રીચંદ્રની મુલાકાત કરાવી. ભક્તગિરિના મનમાં શ્રીચંદ્ર પ્રતિ થોડી ભક્તિ તો હતી જ, દર્શન પછી તે અધિક વિકસિત ગઈ ગઈ.

ભગવાન શ્રીચંદ્રના પૂછવાથી ભકતગિરિએ જણાવ્યું કે અમે લોકો હિંગળાજદેવીનાં દર્શન કરવાનો વિચાર કરીએ છીએ. ત્યારે ભગવાન શ્રીચંદ્રે હસતાં હસતાં પૂછયું કે જો દેવીનાં દર્શન અહીં જ થઈ જાય તો ?

ભક્તગિરિએ આશ્ચર્ય, ઉત્કંઠા અને હર્ષપ્રણિત નેત્રોથી

કહ્યું, "જો એમ થાય તો તો આપનો મહાન અનુગ્રહ થશે."

તે પછી ભગવાને પૂછ્યું, "જો દેવીનાં દર્શન અહીં જ થઈ જાય તો આપ હિંગળાજ નહીં જાઓ ને ?"

ભક્તગિરિએ કહ્યું, "જી ના."

ભગવાનની આજ્ઞાથી ભકતગિરિએ તે રાત્રિ શ્રીચંદ્રના આશ્રમમાં જ વ્યતીત કરી. પ્રાતઃકાળે અરુણોદય સમયે સહસા એણે જોયું કે હિંગળાજદેવી સાક્ષાત્ પોતાની સન્મુખ ઊભાં રહીને કહી રહ્યાં છે :

"હે ભક્તગિરિ! જો તું તારું કલ્યાણ ઇચ્છતો હોય તો ભગવાન શ્રીચંદ્રનો સેવક બની જા."

એટલું કહી દેવી અદૃશ્ય થઈ ગયાં અને ભક્તગિરિ તત્કાળ દોડી ભગવાન શ્રીચંદ્રની પાસે પહોંચ્યા. અને તેઓ પાસે ઉપદેશની સાથે સાથે ઔદાસીન ચતુર્થાશ્રમની દીક્ષા લઈ ભક્તગિરિમાંથી ભક્ત ભગવાન બની ગયા. ભક્તગિરિના દીક્ષિત થઈ જવાથી એના અધિકારમાં જે ત્રણસો સાઠ મઠ હતા તે બધા પણ ઉદાસીન મઠ બની ગયા, અને જે લોકોએ શ્રીચંદ્રનો ઓજસ્વી ઉપદેશ ત્યાં સાંભળ્યો તે બધા પણ ધર્મનો પ્રચાર કરવા માટે આખા સિંધમાં ફેલાઈ ગયા.

### ધર્મપ્રચારનાં કેન્દ્ર

અગાઉ કહ્યું છે કે યદ્યપિ ભારતમાં સાતમી શતાબ્દિથી પંદરમી શતાબ્દિ સુધી અનેક યશસ્વી લોકપ્રિય મહાપુરુષો થયા, કિંતુ શ્રીચંદ્ર સિવાય કોઈએ સીમાપ્રાંત, સિંધ, કાશ્મીર,

અફઘાનિસ્તાન આદિ પ્રદેશોમાં જઈને હિંદુ ધર્મ અને સંસ્કૃતિનો શંખનાદ નથી કર્યો. શ્રીચંદ્રે સ્વયં સિંધ, પંજાબ, કાશ્મીર, અફઘાનિસ્તાન અને સીમાપ્રાંતમાં સનાતન ધર્મનો પ્રચાર કરીને આ કાર્ય માટે સિંધમાં નગરઠઠ્ઠા, પંજાબમાં બારઠ, કાશ્મીરમાં શ્રીનગર, અફઘાનિસ્તાનમાં કાબુલ અને સીમાપ્રાન્તમાં પેશાવરને કેન્દ્ર બનાવ્યાં; અને ધર્મપ્રચારના પાંચ એવા મુખ્ય ગઢ સ્થાપિત કરી દીધા કે તે દ્વારા વર્ષો સુધી યવનાક્રાંત પ્રદેશોમાં હિંદુધર્મની દીપશિખા નિરંતર પ્રજ્વલિત થતી રહી.

આવી રીતે પાંચ પ્રદેશોમાં ધર્મનો પ્રચાર કરીને અને ત્યાંની જનતામાં ધાર્મિક તત્પરતા અને સ્ફૂર્તિ ભરીને તેઓ દ્વારિકા તરફ ચાલી નીકળ્યા. માર્ગમાં કચ્છ પ્રદેશમાં થોડા દિવસ રહીને તેમણે તાંત્રિકોના અનાચારનું ભોપાળું ફોડી નાખ્યું અને તેઓના બધા અડ્ડાઓને ત્યાંથી ઉખેડી નાખ્યા. પરિણામે તાંત્રિકોથી બીતા બધા લોકો ભગવાન શ્રીચંદ્રના પ્રભાવથી પુનઃ શ્રૌતધર્મનું રહસ્ય સમજીને અને વામાચાર છોડીને સાત્ત્વિક જીવન વિતાવવા લાગ્યા. ત્યાંથી દ્વારિકા અને સુદામાપુરી થઈને ભગવાન શ્રીચંદ્ર થોડા વખત સુધી ગુજરાતની જનતાને પોતાના ધર્મોપદેશથી જાગૃત કરવા લાગ્યા.

### અર્બુદ પર્વત પર

તે જ સમયે એમના મનમા ઇચ્છા થઈ કે જે અર્બુદ

પર્વત (આબુ પહાડ)ની ગુફામાં રહેનાર વેદમુનિ પાસેથી મારા ગુરુ શ્રી અવિનાશી મુનિ ઉદાસીએ ઉદાસીન ધર્મની મુનિદીક્ષા લીધી હતી, તે જ પવિત્ર પર્વતનાં દર્શન ચાલીને કરું. તેથી તેઓ ગુજરાતથી આબુ ગયા અને ત્યાંનાં પવિત્ર તથા રમણીય સ્થળોનાં દર્શન કરીને ઉદયપુર રાજ્યના અધિષ્ઠાતા દેવતા શ્રીએકલિંગ મહાદેવની યાત્રા માટે આગળ વધ્યા.

## મહારાણા પ્રતાપને ઉપદેશ

### वाल्मीकश्च सुमेद कृतप्रतिमस्य चौरस्य

જે સમયે શ્રીચંદ્ર મહારાજ ગુજરાતની યાત્રા કરી રહ્યા હતા તે વખતે મુગલોએ પોતાનું સામ્રાજ્ય રાજસ્થાન સુધી ફેલાવી દીધું હતું. પ્રતાપી મુગલ સમ્રાટ અકબરે પોતાની શક્તિ અને નીતિથી હિંદુઓને આત્મસાત્ કરવાનો કોઈ પ્રયત્ન બાકી રાખ્યો નહીં. એણે સર્વધર્મોનો સમન્વય કરીને દીને ઇલાહી નામનો ધર્મ ચલાવ્યો. હિંદુઓને પ્રસન્ન કરવા માટે વેદ, રામાયણ અને મહાભારતના ફારસી અનુવાદ કરાવ્યા. ઇસ્લામી ધર્મમાં ધર્મ વિરુદ્ધની અથવા કાફર ગણાતી સંગીત-કળા અને ચિત્રકળાને પ્રોત્સાહન આપ્યું. પોતાની રાજસભામાં વિક્રમાદિત્યની લોકવિશ્રુત પરંપરાનું પાલન કરીને નવરત્નોની નિયુક્તિ કરી. દસવંત અને બસાવન આદિ ભારતીય ચિત્રકારોની સાથે શીરાઝના પ્રસિદ્ધ ચિત્રકાર અબ્દુલ સમદને પોતાની રાજસભામાં ચિત્રકાર નિયુક્ત કર્યો. અનેક વિદ્યાલયો ચલાવીને હિંદુ અને મુસલમાન બન્નેને એકસાથ અધ્યયન કરવાની સગવડ આપી આગ્રા અને પ્રયાગમાં દુર્ગો બનાવ્યા તથા ફતેહપુર સીક્રીમાં ભારતીય શૈલીના સુંદર મહેલ નિર્માણ

કરાવ્યા. સર્વધર્મોનું સામંજસ્ય કરીને એણે તૌહીદે ઇલાહી નામનો જે નવો પંથ ચલાવ્યો એના સંબંધમાં એણે લખ્યું છે. "જે સામ્રાજ્યમાં એક શાસક હોય તેની પ્રજાએ પરસ્પર વિરોધી પક્ષોમાં વહેંચાઈ જવું સારું નથી. તેથી આપણે એ બધાને મેળવીને એક કરવા જોઈએ, કિંતુ એવી રીતે કે તેઓ પોતાની અનેકતા જાળવી રાખીને એક થઈ જાય." એણે તૌહીદે ઇલાહીનું પ્રચલન કર્યું, તે સાથે પારસીઓને પોતાના પવિત્ર ઘરમાં અગ્નિપૂજનને માટે તથા સૂર્યને પ્રણામ કરવા માટે સગવડ પણ આપી. નરહરિબંદીજને જ્યારે એની પાસે ગાયો તરફથી નીચેનો છપ્પો લખી મોકલ્યો, ત્યારે તેણે પોતાના રાજ્યમાં ગૌવધ બંધ કરાવ્યોઃ

अरिहु दन्त तिनु धरै ताहि नहिं मारि सकत कोइ।
हम सन्तत तिनु चरहिं वचन उच्चरहिं दीन होइ॥
अमृतपय नित स्रवहिं वच्छ महि-थम्भन जावहिं।
हिंदुहिं मधुर न देहिं कटुक तुरकहिं न पियावहिं॥
कह कवि नरहरि अकबर सुनो, विनवत गउ जोरे करन।
अपराध कौन मोहि मारियत, मुएहु चाम सेवहिं चरन॥

[ દંત વચ્ચે તૃણ ગ્રહે તે અરિ પણ ના કો મારે,
સતત ચરતા તૃણ અમે તે દીન થઈ ઉચ્ચારે;
અમૃતપય નિત સ્રવતાં વત્સો પ્રેમે આવી ધાવતાં,
મધુર હિંદુને કે કટુ તુર્કને ના અમે પીવરાવતાં.
કહે કવિ નરહરી અકબર સુણો કર જોડી ગૌ વિનવે,
આ અપરાધે મારો અમ મરી ચરણ ચર્મથી સેવીએ. ]

## અકબરની કૂટનીતિ

અકબર મોટો કૂટનીતિજ્ઞ અને દૂરદર્શી શાસક હતો. એક બાજુ એણે તૌહીદે ઇલાહીના નામથી સર્વને એક પંથમાં દીક્ષિત કરવાનો ઉપાય કર્યો, તો બીજી બાજુ એણે હિંદુઓ જેવો પહેરવેશ ધારણ કરીને કાયર હિંદુ શાસકો સાથે વિવાહસંબંધ પણ સ્થાપિત કરી લીધો. આમેરના રાજા ભારમલે પોતાની પુત્રી અકબરને અર્પિત કરી દીધી. માનસિંહે પણ પોતાની બહેનનો વિવાહ અકબર સાથે કરીને એનું સેનાપતિત્વ સ્વીકાર્યું. એક બાજુ રાણી દુર્ગાવતી વીરતાપૂર્વક યુદ્ધ કરતી મરી ગઈ, તો બીજી બાજુ એના પાડોશી છત્તીસગઢના રાજા કલ્યાણસિંહે ભયને કારણે દિલ્હીની રાજસભામાં સ્વયં ઉપસ્થિત થઈને અકબરની આધીનતા સ્વીકારી લીધી એટલું જ નહીં, અકબરે એક મીનાબજાર નામનો મેળો પણ ચલાવ્યો, જેમાં હિંદુમુસલમાન ઘરોની સુંદરીઓ જ જઈ શકતી, સુંદરીઓ જ દુકાન માંડતી અને અકબર જ એકમાત્ર પુરુષ હતો જે એ મેળામાં સ્વતંત્રતાપૂર્વક આવીજઈ શકતો એ મેળામાં જે દુષ્કૃત્યો થતાં અને જે પ્રકારે અકબર ત્યાં ભારતીય નારીઓના શીલનું અપમાન અને સતીત્વનું અપહરણ કરતો, એ તત્કાલીન હિંદુઓના મુખ પર નિર્વીર્યતાનું સહુથી મોટું કલંક છે.

## પ્રતાપનું તેજ

એ સમયે જ્યારે સંપૂર્ણ ભારતીય ક્ષત્રિયત્વ અત્યંત

નિર્બળ બની અકબરના ચરણોમાં ઢળતું જતું હતું, ત્યારે મેવાડમાં એકલા મહારાણા પ્રતાપ જ એવા રહી ગયા હતા, જે હિંદુઓનું નાક બચાવતા તથા કષ્ટ અને યાતનાઓ ઝીલતા પ્રતાપી કૂટનીતિજ્ઞ અકબર સામે ટક્કર ઝીલતા હતા. એમણે ભીરુ અને દેશદ્રોહી રાજાઓ સાથે સંબંધ તોડીને પત્તલ, મેવાડ અને ધારાના પ્રાચીન રાજ્યવંશો સાથે મિત્રતા કરી. જો કે મોગલ સમ્રાટના આતંકથી ત્રસ્ત બનીને કોઈ પણ હિંદુ શાસક કે પ્રદેશ મહારાણા પ્રતાપને લેશ પણ સહાય નહોતો કરતો, કિંતુ એમાં સંદેહ નથી કે આખા ભારતવર્ષના હિંદુઓની આશા અને સહાનુભૂતિ મહારાણા પ્રતાપ પર જ કેન્દ્રિત હતી. બધા સાચા હૃદયથી પ્રાર્થતા હતા કે મહારાણા પ્રતાપ વિજયી બને. એનું સૌથી મોટું પ્રમાણ કવિ પૃથ્વીરાજનો પેલો પત્ર છે જે એણે મહારાણા પ્રતાપને એમની ક્ષણિક દુર્બળતા વખતે, એટલે કે જ્યારે બિલાડી દ્વારા પોતાનાં બાળકોના હાથમાંથી ઘાસની રોટલી છીનવાઈ જતાં એમણે સંધિ કરવાની ભાવનાથી અકબરને વિનંતી કરી, ત્યારે લખ્યો હતો. એમાં પૃથ્વીરાજે લખ્યું હતું કે "અમે લોકોએ તો અમારું માનસન્માન સર્વ કંઈ વેચી દીધું છે. હવે હિંદુત્વનું નાક આપ જ રહી ગયા છો. તેથી એ કેમ સંભવી શકે કે આપ પણ અકબર સામે ઝૂકી જાઓ?" આ પરથી જ્ઞાત થાય છે કે જે હિંદુ અકબરને આધીન રહીને ઊંચી પદવીઓ પર હતા તે પ્રત્યક્ષ રીતે અકબરની પ્રશંસા કરતા, પણ પરોક્ષ રીતે મહારાણા પ્રતાપના જ શુભચિંતક અને પ્રશંસક હતા અને એમના જ વિજયની કામના કરતા હતા.

## ભક્તોની વાણી

એ જ યુગમાં સૂરદાસ, તુલસીદાસ, દાદુ, મલૂક, રવિદાસ આદિ અનેક સંત, કવિ, મહાત્મા અને મહાપુરુષ થયા, જેમણે પોતાની પ્રભાવશાળી લલિત વાણીથી નિરાશ થયેલી ભારતીય હિંદુ જનતાને આશ્વાસન આપ્યું અને હૃદયોનો પલટો પણ કર્યો. ભારતમાં જ્યારે આ પ્રકારે એક વિચિત્ર વ્યાપક ધાર્મિક આંદોલન ચાલી રહ્યું હતું, ત્યારે રાજનૈતિક આંદોલનના ભારતીય નેતા મહારાણા પ્રતાપ એકલા જ પોતાના મહત્ત્વપૂર્ણ, ત્યાગમય, તપસ્યામય તથા મનસ્વિતામય જીવનથી ભારતીય ગૌરવની રક્ષા કરવાની સાથેસાથ ભારતીય ક્ષત્રિયત્વનો નવીન આદર્શ પણ સ્થાપિત કરી રહ્યા હતા.

## રાણા પ્રતાપને પ્રોત્સાહન

જેવા મહારાણા પ્રતાપને સમાચાર મળ્યા કે પ્રસિદ્ધ સંત મહાત્મા શ્રીચંદ્ર ઉદાસીન એકલિંગજીમાં આવી ઊતર્યા છે, કે તરત જ તેઓ પોતાના મંત્રી ભામાશાહની સાથે એમનાં દર્શનને માટે જઈ પહોંચ્યા. રાણા પ્રતાપને ભગવાન શ્રીચંદ્રનાં દર્શન કરી બહુ આનંદ થયો. ભગવાન શ્રીચંદ્રના હૃદયમાં પણ રાણા પ્રતાપને જોઈ અત્યંત આનંદ થયો અને એમણે મહારાણા પ્રતાપની પ્રશંસા કરીને એને ઉત્સાહિત કરતાં કહ્યું, “ આપ વિશ્વંભર એકલિંગ ભગવાનના મંત્રી છો, તેથી આપને માટે એ જ શોભાસ્પદ છે કે આપ અકબર જેવા અત્યંત બળવાન સમ્રાટ સામે એકલા લડો. જેને ભગવાન એકલિંગમાં વિશ્વાસ હોય, જે એને મેવાડના અધીશ્વર માનતા હોય, તેના જીવનકા-

ળમાં કદી યવનની દાસતા આવી જ નથી શકતી. જે ભૂમિ સ્ત્રીઓ અને પુરુષોના ઝવેરાતથી દેદીપ્યમાન હોય, જેના કણેકણમાં ઓજ અને તેજ ભર્યું હોય, જેનાં બાળકો યુદ્ધક્ષેત્રમાં પ્રાણ ગુમાવવામાં ગૌરવ માનતા હોય, જેમની બાલિકાઓ હસીહસીને અગ્નિશિખાનું આલિંગન કરતી હોય, એમના સ્વામી એકલિંગના તમે મંત્રી હોવાથી આપને ભયનું કોઈ કારણ નથી."

## ભવિષ્યવાણી

ભગવાન શ્રીચંદ્રનાં આ ઉત્સાહજનક વાક્ય સાંભળી મહારાણા પ્રતાપનું વીર હૃદય વધુ વિશાળ બનીને આકાશને સ્પર્શ કરવા લાગ્યું અને સહસા એમના મુખથી પ્રતિજ્ઞાના રૂપમાં વાગ્ધારા ફૂટી પડી, "આપની કૃપાથી બાપા રાવળના પવિત્ર વંશની પ્રતિષ્ઠા અક્ષુણ્ણ રાખીને અંતિમ શ્વાસ સુધી મારા દેશ અને ધર્મની રક્ષા કરતો રહીશ." આ સાંભળી શ્રીચંદ્રે સહસા ભવિષ્યવાણી કરી, "ચિંતા ન કરશો. આ યવન સામ્રાજ્ય અધિક નહીં ચાલશે, થોડા જ વખતમાં નષ્ટભ્રષ્ટ થઈ જશે."

ભગવાન શ્રીચંદ્રનો આશીર્વાદ સફળ થયો. મહારાણા પ્રતાપ ભલે ને ચિતોડની ગાદી ન મેળવી શક્યા, કિંતુ તેઓ સ્વતંત્ર યોદ્ધારૂપમાં સમસ્ત નરનારીઓના પ્રાતઃસ્મરણીય અને પૂજ્ય બનીને અંત સમય સુધી સ્વતંત્ર બનીને રહ્યા અને યવનોનું આધિપત્ય એમણે ન સ્વીકાર્યું. શ્રીચંદ્રની ભવિષ્યવાણી પણ ફળી ખરી. ઔરંગઝેબની પછી મુગલ સામ્રાજ્યનો પાયો હાલવા લાગ્યો, અને થોડા જ સમયમાં આ વિશાળ વ્યવસ્થિત સામ્રાજ્ય રેતીના મહેલની માફક ધરાશાયી થઈ ગયું.

ભગવાન શ્રીચંદ્ર તો મહારાણા પ્રતાપને ઉપદેશ દઈ પુનઃ સિંધ તરફ ચાલ્યા ગયા. અહીં અકબરના સેનાપતિ જયપુરનરેશ માનસિંહની ક્ષુદ્રતાને કારણે વિ. સંવત ૧૬૩૨માં હલ્દીઘાટનું ભયંકર યુદ્ધ થયું, જેમાં મહારાણા પ્રતાપે અકબરના પુત્ર સલીમને લક્ષ્ય બનાવીને એવો ભાલો ચલાવ્યો કે એનો હોદ્દો તૂટી ગયો, મહાવત માર્યો ગયો, પણ સલીમ બચી ગયો અને એનો હાથી રણક્ષેત્રમાંથી ભાગી ગયો. આ યુદ્ધમાં બધાનું લક્ષ્ય રાણા પ્રતાપ જ હતા સહસા એવી ભયંકર પરિસ્થિતિ આવી ગઈ કે ચારે બાજુથી શત્રુઓએ એમને ઘેરી લીધા, કિંતુ એ જ વખતે રાજભક્ત ઝાલા ઠાકોરે ઝટ આગળ વધીને એમનું છત્ર પોતાના હાથમાં લઈ લીધું અને એક બાજુએ ચાલ્યા ગયા મૂર્ખ મોગલસેના સમજી કે આ જ રાણા પ્રતાપ છે તેથી તેઓએ ઝાલા ઠાકોરને ઘેરી ત્યાં જ પૂરા કર્યા. પેલી બાજુ રાણાના ઘોડા ચેતકને કોણ જાણે શું સૂઝયું કે એ એમને લઈ તાબડતોબ ત્યાંથી ભાગી ગયો. જો કે યુદ્ધમાં મોગલોની જ જીત થઈ, કિંતુ મહારાણા પ્રતાપે જે વીરતા બતાવી એથી શત્રુઓ ત્રાહ્ય પોકારી ગયા. હલ્દીઘાટની આ ઘટનાથી મહારાણા પ્રતાપ વિક્ષુબ્ધ થઈ ગયા. એમણે તત્કાળ પ્રતિજ્ઞા કરી કે હું જ્યાં સુધી દિલ્હી જીતી ન લઉં, ત્યાં સુધી સોનાના પાત્રમાં ભોજન કરીશ નહીં અને પલંગ પર શયન કરીશ નહીં. મહારાણા પ્રતાપ દિલ્હી જીતી તો ન શક્યા, પણ એમની પ્રતિજ્ઞા ચાલુ રહી. આજે પણ ચિતોડના રાજાઓ એ પ્રતિજ્ઞાનો નિર્વાહ કરી રહ્યા છે. તેઓ સોનાના પાત્રમાં ભોજન નથી કરતા, પલંગ

પર કુશ નામનું ઘાસ બિછાવી સૂએ છે અને દિલ્હીની સીમામાં પગ નથી મૂકતા, કારણ કે તેઓ દિલ્હી જીતી ન શક્યા.

### ભામાશાહનું દાન

મહારાણા પ્રતાપ એકલા મોગલ સેનાની સાથે અગિયાર વર્ષ સુધી લડતા રહ્યા. પ્રતાપનાં બધાં આશ્રયસ્થાન શત્રુઓના હાથમાં ચાલ્યાં ગયાં. એમના વીર સાથીઓ પણ એક એક કરતાં વીરગતિને પ્રાપ્ત થયા. એ જ સમયે એમને ખબર મળી કે ભગવાન શ્રીચંદ્ર નગરઠઠ્ઠામાં છે, જ્યાંનો મુસલમાન શાસક એમની દિવ્ય શક્તિથી આહત થઈને પાગલ બની ગયો છે, અને શ્રીચદ્રની કૃપાથી જ સિંધના હિંદુઓનો ધર્મ બચી ગયો છે. પોતાની વિકટતાભરી પરિસ્થિતિમાં પણ મહારાણા પ્રતાપે ભગવાન શ્રીચંદ્રને મળવાનો સંકલ્પ કર્યો. એ જ રાતે ભામાશાહે સ્વપ્નમાં જોયું કે એક તેજસ્વી મહાપુરુષ એમની આગળ ઊભા છે. આંખો ખૂલતાં પણ તે મહાપુરુષ જેવા ને તેવા ત્યાં નજરે પડ્યા. એમણે તત્કાળ ઓળખી લીધા કે આ તો ભગવાન શ્રીચંદ્ર જ છે.

ભામાશાહે કર જોડી પૂછ્યું, "મહારાજ, શું આજ્ઞા છે?" તે જ્યોતિર્મય મહાપુરુષે કહ્યું, "ધનનો સદુપયોગ એ જ છે કે તે કોઈ સત્કાર્યમાં વાપરવું. આ વખતે હિંદુ ધર્મના એકમાત્ર રક્ષક મહારાણા પ્રતાપને ધનની આવશ્યકતા છે. આપ આપની સંપત્તિ એમને ભેટ કરી દો, તો દેશ અને જાતિનું પણ કલ્યાણ થશે અને આપને પણ અત્યંત યશ પ્રાપ્ત થશે."

એ મૂર્તિ એટલું કહી અંતર્ધાન થઈ ગઈ. આ તરફ રાણા પ્રતાપ શ્રીચંદ્રને મળવા જઈ રહ્યા હતા, ત્યાં માર્ગમાં જ એમના મંત્રી ભામાશાહે કેટલીય પેઢીઓથી સંચિત કરેલું પોતાનું બધું ધન એમનાં ચરણોમાં લાવીને અર્પિત કરી દીધું. તે એટલું બધું હતું કે તેનાથી બાર વર્ષ સુધી પચ્ચીસ હજાર સૈનિકોનું પોષણ થઈ શકે. આ ધનરાશિએ મહારાણા પ્રતાપને બહુ શક્તિ દીધી. બહુ વેગથી સૈન્ય-સંગઠન થવા લાગ્યું, અને મહારાણા પ્રતાપે સં. ૧૬૪૩માં જે બત્રીસ દુર્ગો શત્રુના હાથમાં ચાલ્યા ગયા હતા તે પર પોતાનો અધિકાર કરી લીધો. છતાં પણ ચિતોડના દુર્ગને મહારાણા જીતી ન શક્યા. આ યુદ્ધોએ એમનું શરીર ચાળણી જેવું કરી દીધું હતું. વિ. સં. ૧૬૫૩માં એમણે ઉદયપુરને મેવાડ રાજ્યની રાજધાની બનાવ્યું અને ત્યાં જ ૧૬૫૩માં તેઓ દેવલોક પામ્યા.

## સિંધની રક્ષા

### સર્વસ્તરતુ દુર્ગાણિ

જે દિવસોમાં મહારાણા પ્રતાપ અકબર સામે થઈને શત્રુઓના હાથમાં ગયેલા પોતાના રાજ્યનો તીવ્ર વેગે ઉદ્ધાર કરી રહ્યા હતા, એ દિવસોમાં ભગવાન શ્રીચંદ્ર રાજસ્થાનનાં પ્રસિદ્ધ નગરોનું ભ્રમણ કરી પંજાબ થઈને કાશ્મીરમાં પહોંચ્યાં હતા. કાશ્મીરમાં તો એમની ખ્યાતિ પહેલેથી જ બહુ પ્રસરી ચૂકી હતી. તેથી જ્યારે ત્યાંની જનતાએ સાંભળ્યું કે ભગવાન આવ્યા છે, ત્યારે અપાર જનસમૂહ એમનાં દર્શનને માટે ઊલટી પડ્યો. અન્ય લોકો ઉપરાંત હરિદત્ત બ્રાહ્મણનો પુત્ર કમલાસન પણ ત્યાં આવ્યા કરતો હતો અને દિનરાત ભગવાનની ધૂણી પાસે બેસી રહેતો. કદી કદી તો એ એટલો તન્મય થઈ જતો હતો કે કેટલાય દિવસો સુધી એને અન્નપાણીની સૂધ પણ નહોતી રહેતી. એ ભગવાનનો એટલો અનન્ય ભક્ત હતો કે કદી કદી એમને ખભા પર બેસાડી એક સ્થાનથી બીજા સ્થાન સુધી લઈ જતો. તે સદા ભગવાનની કંથાગોદડી પોતાના ખભા પર બાંધી રાખતો, ભમરાની સમાન મસ્ત રહેતો અને સદા એક મોટો કામળો ઓઢી રાખતો. તેથી શ્રીચંદ્રે એનાં 'ગોદડિયો,'

'કંથાધર,' 'કમલિયો' તથા 'અલિમત્ત' એવાં નામ રાખ્યાં હતાં. જે સમયે વિ સં. ૧૬૩૧માં ગોસ્વામી તુલસીદાસજી અયોધ્યામાં રામચરિત માનસની રચનાનો પ્રારંભ કરી રહ્યા હતા, એ જ વર્ષે આ અલિમત્ત પણ શ્રીચંદ્રનો શિષ્ય બની ગયો.

**બાલકૃષ્ણ શિષ્ય બન્યો**

એની સાથે એનો નાનો ભાઈ બાલકૃષ્ણ પણ એમનો શિષ્ય બની ગયો. એના શિષ્ય થવાની ઘટના પણ ઘણી અદ્ભુત છે. જે વિદ્યાલયમાં શ્રીચદ્રે વિદ્યાર્જન કર્યું હતું, તેમાં જ અધ્યયન કરતી વખતે એક દિવસ બાળકૃષ્ણ મકાનની છત ઉપર બેસી કંઈ વિચાર કરી રહ્યો હતો. ત્યાં અચાનક એનો પગ લપસ્યો અને ધમ દઈને તે નીચે આવી પડ્યો. પડતાંની સાથે જ એનો પ્રાણ નીકળી ગયો. આખા વિદ્યાલયમાં હાહાકાર મચી ગયો. આ સમાચાર કોઈએ ભગવાન શ્રીચંદ્રને પણ આપ્યા. તે પરથી શ્રીચંદ્રે કહ્યું, "નહીં, એ હજી જીવતો છે. એને અહીં લઈ આવો." એના પડવાના સમાચાર સાંભળીને એની માતા પ્રભાવતી તો દિગ્મૂઢ થઈ ગઈ. એણે મનમાં સંકલ્પ કર્યો કે જો મારો પુત્ર જીવિત થશે તો હું એને ભગવાનને સમર્પિત કરી દઈશ.

થોડી જ ક્ષણોમાં વિદ્યાલયના વિદ્યાર્થી બાળકૃષ્ણને ઉઠાવી લઈ આવ્યા અને ભગવાનને કહ્યું, "જુઓ ભગવાન! આ તો નિશ્ચેષ્ટ થઈ ગયો છે." કિંતુ ભગવાને તત્કાળ કહ્યું, "એ ક્યાં મરી ગયો છે? એના મુખ સામે તો જુઓ! આ તો હસી રહ્યો છે!" બધા લોકોએ આશ્ચર્ય અને હર્ષની

સાથે જોયું કે એ ખરેખર હસતો હસતો ઊઠીને ઊભો થયો. હવે તો જ્યાં ચારે બાજુ શોક છવાયો હતો ત્યાં હર્ષની લહેરો ફેલાઈ ગઈ અને એની માતા પ્રભાવતીએ પણ એને શ્રીચંદ્રની સેવામાં રહેવાની આજ્ઞા આપી દીધી. તે દિવસથી એનું નામ બાલકૃષ્ણને બદલે 'બાલ-હાસ' પડી ગયું. થોડા જ દિવસોમાં ભગવાન શ્રીચંદ્રે એને પોતાનો શિષ્ય બનાવતાં ઉપદેશ કર્યો:

"જે વ્યક્તિ ચારે બાજુ કોટથી ઘેરાયેલા નગરની સીમામાં અને એમાં પણ પોતાના ઘરમાં પુરાયેલી રહે છે, એને એ નગરના બંધનથી મુક્ત થવા માટે બે દ્વારો ખોલવાં પડશે. એમાંથી ઘરનું દ્વાર ખોલવા માટે તો એ સ્વતંત્ર છે, પણ બીજું નગરદ્વાર તો કેવળ રાજઆજ્ઞાથી જ ખૂલી શકે. તેથી નગરની બહાર જવા અથવા મુક્ત થવા માટે મનુષ્યે પહેલાં સ્વયં પોતાના ઘરનું દ્વાર ખોલવું આવશ્યક છે, જેનો આગળો સ્વયં એના હાથમાં છે અને જેને ખોલવામાં કોઈ અડચણ પણ નથી. આ જ બંધન વ્યષ્ટિબંધન છે. મોક્ષ પ્રાપ્ત કરતા પહેલાં આ બંધનને કાપવું આવશ્યક છે અને આ કેવળ આત્મજ્ઞાનથી જ કાપી શકાય છે. નગરના દરવાજારૂપી બંધનને સમષ્ટિબંધન સમજવું જોઈએ, જે રાજાની આજ્ઞાથી, રાજાને પ્રસન્ન કરીને, એટલે કે ઈશ્વરની ભક્તિ અને ઉપાસનાથી જ ખોલી શકાય છે. તેથી જે વ્યક્તિ મોક્ષ પ્રાપ્ત કરવા ઇચ્છે છે તેને માટે કેવળ વ્યષ્ટિબંધન કાપવું પર્યાપ્ત નથી. એને તો જ્ઞાન અને ભક્તિ બન્નેનેd

આશ્રય લઈને ઘર અને નગર બન્ને બંધનથી મુક્ત થવાની આવશ્યકતા છે"

## ગોવિંદદેવ અને પુષ્પદેવ

આ બે શિષ્યો ઉપરાંત ભગવાન શ્રીચંદ્રના બીજા બે શિષ્યો થયા ગોવિંદદેવ અને પુષ્પદેવ એમનો જન્મ પણ શ્રીનગરમાં થયો હતો એમની માતાનું નામ સુભદ્રા અને પિતાનું નામ જયદેવ હતું આ ચાર શિષ્યોના નામ પરથી જ શ્રીચંદ્રના ચાર શિષ્યસંઘ ચાલ્યા, જે 'ચંરધૂના'ના નામથી પ્રસિદ્ધ છે

## મુસ્લિમ શાસકોનો અનાચાર

શ્રીચંદ્ર કાશ્મીરમાં હતા, એ જ વખતે એમને સિંધના હિંદુઓની દુર્દશાના પુનઃ સમાચાર મળ્યા તેથી તેઓ તત્કાળ પોતાના શિષ્યોની સાથે સિંધ તરફ ચાલી નીકળ્યા છેલ્લા જ્યારે તેઓ નગરઠઠ્ઠાથી ગુજરાત તરફ ચાલ્યા ગયા હતા, ત્યારે સિંધના પીરો અને મુલ્લાઓએ પુનઃ અતિ વેગથી પોતાની કૂટજાળ ફેલાવવાની શરૂઆત કરી દીધી હતી પરિણામ એ આવ્યું કે જનતા પુનઃ એમની તરફ આકૃષ્ટ થતી ચાલી એ લોકોએ પોતાનો આડંબર એટલે સુધી ફેલાવી દીધો કે એક વાર સ્વયં સમ્રાટ અકબર પણ એ પીરોના દર્શનને માટે સિંધ ગયા હતા તે વખતે મુસલમાનોની માન્યતા હતી કે જે સ્થાન પર સિત્તેર પીર થઇ જાય એ સ્થાન મક્કા જેવું પવિત્ર થઈ જાય છે તે સમયે નગરઠઠ્ઠામાં અગણોતેર પીર થઈ ચૂકયા હતા, કેવળ એક પીરની કમી

પૂજન કરો, ભગવાન સ્વયં તમારી રક્ષા કરશે. કોણ જાણે શું જાદુ હતું એમની વાણીમાં, કે આજ સુધી જે હિંદુ ચૂપચાપ રામનું નામ લેવા માટે હોઠ હલાવતાં પણ ભયભીત થતા હતા, તે આજ ચંદનનાં તિલક લગાવીને રામનામ જપતાં મંદિરોમાં જઈ ઘંટ અને શંખ વગાડવા લાગ્યા. એમને એવું પ્રતીત થવા લાગ્યું કે કોઈ દૈવી શક્તિ તેઓને પ્રેરણા દઈને પ્રોત્સાહિત કરી રહી છે.

**ધાકધમકી**

મુસલમાનોએ ઘંટ અને શંખનો ધ્વનિ સાંભળ્યો, કે તરત જ તેઓના દિલમાં આગ ભડકી ઊઠી. ક્રોધથી ઉન્મત બનીને તેઓ મિર્ઝા બાકીની રાજસભામાં પહોંચી ઘાંટાઘાંટ કરી કહેવા લાગ્યા, “ ઇસ્લામ સંકટમાં છે. ” મિર્ઝા બાકી તો આમે હિંદુઓ પર ચિઢાતો હતો, હવે તો એને એક વધુ બહાનું મળી ગયું. એણે ઝટ દઈને સિપાઈ મોકલી નગરના મુખ્ય હિંદુઓને બોલાવી મંગાવ્યા અને એમને પૂછ્યું કે “ આ બધું તમે લોકો શું કરી રહ્યા છો ? ” જે હિંદુ નાગરિક મિર્ઝા બાકીનું નામ સાંભળી થરથરતા હતા તેઓએ આજે અત્યંત નિર્ભય બનીને છાતી કાઢી તે ક્રૂર શાસકની સન્મુખ અત્યંત તેજપૂર્ણ સ્વરમાં કહ્યું, “ અમે શું કરી રહ્યા છીએ ? અમારા ગુરુ અમને ઉપદેશ દે છે અને અમે એમની જ આજ્ઞાઓનું પાલન કરી રહ્યા છીએ. અમારા ધર્મગુરુ શ્રીચંદ્ર મહારાજ અહીં પધાર્યા છે. તેઓ જેવી, આજ્ઞા આપે છે, તેવું જ અમે આચરણ કરીએ

છીએ." મિર્ઝા બાકીએ પોતાની ભમ્મર ચઢાવતાં વ્યંગની સાથે કહ્યું. "જે ફકીરની આજ્ઞાથી તમે લોકો ઇસ્લામ ધર્મનું અપમાન કરવા તૈયાર થયા છો, તે પાગલ છે. તમે શા માટે એના ચક્કરમાં પડીને તમારા પ્રાણ ખૂઓ છો?" કહેતાં તો મિર્ઝા બાકી કહી ગયો, કિંતુ શ્રીચંદ્રની દિવ્ય-શક્તિઓનો એના મન પર એટલો ધાક બેસી ગયો હતો કે આથી અધિક એ ન તો કંઈ કહી શક્યો કે ન કરી શક્યો. બધા નાગરિક મિર્ઝા બાકીની રાજસભામાંથી પાછા ફર્યા અને તેઓએ ભગવાન પાસે આવી બધી વાત જેવી ને તેવી કહી સંભળાવી.

## પાપીનો અંત

આ સાંભળતાં જ ભગવાન શ્રીચંદ્રે કહ્યું, "ઠીક, હવે એ પણ જાણી જશે કે પાગલ કોણ છે!" અહીં એમને શ્રીમુખેથી આ શબ્દો નીકળ્યા કે ત્યાં ખરેખર મિર્ઝા બાકીનું માથું ગરમ થવા માંડ્યું. પહેલાં તો એ થોડી વાર બકબક કરતો રહ્યો, પછી તોડફોડ કરવા લાગ્યો અને અંતમાં એણે પોતાની કટાર કાઢીને આત્મહત્યા કરી. આ રીતે મહામુશ્કેલી બાદ નિર્ધની પીડિત જનતા એ દુષ્ટ અને પાપી અત્યાચારી શાસકના અત્યાચારથી મુક્ત થઈ. એની સાથે જ જે પીરોએ એના બળ પર પોતાનો ધાક ફેલાવ્યો હતો, તેઓની શક્તિ પણ એ પાપીના અવસાનની સાથે સમાપ્ત થઈ ગઈ.

## કાશ્મીરનો ઉદ્ધાર

### परित्राणाय साधूनाम्

જેવી રીતે નગરઠઠ્ઠામાં નિવાસ કરીને અને ત્યાં પૂર્ણ સ્થાપિત કરીને ભગવાન શ્રીચંદ્રે મુસલમાનોનો અને તાંત્રિક લોકોનો ત્રાસ સમાપ્ત કર્યો, એ જ રીતે એમણે મુસલમાનોના કુચક્રમાથી કાશ્મીરનો પણ ઉદ્ધાર કર્યો. પાછળ કહેવામાં આવ્યું છે કે કાશી અને કાશ્મીર બન્ને સદા સંસ્કૃત વિદ્યાનાં પ્રમુખ કેન્દ્ર રહેતાં આવ્યાં છે. કિંતુ ચૌદમી શતાબ્દિમાં જ્યારથી ત્યાં શાહ મીર અથવા શમસુદ્દીનનું શાસન વિ. સં. ૧૩૯૯માં સ્થાપિત થયું, ત્યારથી વિ. સ. ૧૮૭૫ સુધી એટલે કે જ્યાં સુધી મહારાજા રણજિતસિંહે કાશ્મીર પર કબજો નહોતો કર્યો, ત્યાં સુધી યવનોનું જ નિરંતર શાસન ચાલુ રહ્યુ. આ દરમિયાન વિ સં. ૧૪૦૩થી વિ સ. ૧૬૪૩ સુધીના ૨૫૦ વર્ષના લાંબા ગાળામાં ત્યાંના મુસલમાન શાસકોએ. પીરો અને મૌલવીઓના સહયોગથી, સદા એવો પ્રયત્ન કર્યો હતો કે ત્યાંના હિંદુઓને ઇસ્લામ ધર્મની દીક્ષા દઈ દેવી. કાશ્મીરની દીન જનતા એક બાજુ મુસલમાની તલવારથી ડરતી હતી, તો બીજી બાજુ તે ધન તથા પદ માટે પણ લલચાતી હતી. તેથી એની આ દુર્બળતાઓ

ઇસ્લામના પ્રચારમાં અધિક સહાયક નીવડી. આ દુર્બળતાઓનો લાભ ઉઠાવીને ત્યાંના યવન શાસકોએ ખૂબ હિંદુઓને મુસલમાન બનાવવાનો પ્રારંભ કર્યો.

### કાશ્મીરી પંડિત

જે લોકો આટલાં પ્રલોભનો અને ત્રાસ છતાં પણ મુસ્લિમ ધર્મ સ્વીકારી ન શક્યા, તેઓ પોતાનો સ્વદેશ છોડીને ભારતના અન્ય ભાગોમાં આજીવિકા માટે નીકળી પડયા. દેશભરમાં નહેરુ, કુંજરુ, હુક્કુ, મુદુ, રાજદાન, દર, વાંચુ આદિ અનેક અટકોવાળા જે લોકો આમતેમ ફેલાઈ ગયા છે તે બધા કાશ્મીરી છે અને તેમને ત્યાં હજી પણ કાશ્મીરી ખાનપાનનો રીતરિવાજ પૂર્ણતઃ પ્રચલિત છે. એમાંથી અધિકાંશ બ્રાહ્મણો છે, જેમણે પોતાનો ધર્મ છોડવાને બદલે દેશ છોડવો અધિક શ્રેયસ્કર માન્યો હતો. અત્યંત દુઃખની સાથે લખવું પડે છે કે જે કાશ્મીરીઓના પૂર્વજોએ ધર્મ અને સંસ્કૃત વિદ્યા સુરક્ષિત કરવાને માટે પોતાનો સ્વદેશ છોડ્યો, એમનાં સંતાનોમાં આજે નથી રહ્યો સંસ્કૃતવિદ્યાનો પ્રેમ કે નથી રહ્યો ધર્મ અને સંસ્કૃતિનો પ્રેમ. એવાં બહુ જ થોડાં ગણ્યાંગાંઠયાં કાશ્મીરી પંડિત કુટુંબો રહી ગયાં છે, જેમનાં ઘરોમાં હજી પણ સંસ્કૃત પઠનપાઠનનો વ્યવહાર ચાલે છે; જો કે બધા જ પોતાને કાશ્મીરી પંડિત કહેવડાવે છે.

### મુલ્લાંઓની પ્રેરણા

હું જે દિવસોની વાત કરી રહ્યો છું, એ દિવસોમાં યૂસુફ શાહ પછી યાકૂબખાં કાશ્મીરની ગાદી પર બેઠો હતો.

તે વખતમાં બુદ્ધિ, શક્તિ, પાંડિત્ય અને યોગ્યતા બ્રાહ્મણોમાં જ હતી. તેથી ત્યાંના પ્રચારક મુસલમાન એ જ કુચક્રમાં રહેતા કે કોઈ પણ પ્રકારે બ્રાહ્મણોની શક્તિ સમાપ્ત કરી દેવી. બ્રાહ્મણ કેવળ બુદ્ધિશાળી અને શક્તિશાળી જ નહોતા, પરંતુ જનતા પર એમનો પ્રભાવ પણ હતો. તેથી જ્યારે યાકૂબ શાહ ગાદી પર આવ્યો, ત્યારે આ મુલ્લાંઓ અને મૌલવીઓ એક થઈ ગયા અને તેમણે યાકૂબખાને સમજાવ્યું કે, "જ્યા સુધી અહીંના બ્રાહ્મણોને મુસલમાન નહીં બનાવવામાં આવે, ત્યાં સુધી અહીં ઇસ્લામનો ઉચિત પ્રચાર સંભવિત નથી, કારણ કે તેઓના પ્રભાવમાં જનતા એટલી આવીગઈ છે કે એ આખ મીચીને એમનો ઉપદેશ સ્વીકારી લે છે અને આપણા ધર્મને તુચ્છ સમજે છે"

યાકૂબ તો સ્વયં હિંદુઓ પર ચિઢાતો જ હતો. એને જ્યારે મૌલવીઓની આ પ્રેરણાત્મક યુક્તિ મળી, ત્યારે તો એ સિંહ બની ગયો, અને એણે એક દિન રૈણાવાડી (વર્તમાન શ્રીનગર)ના સમસ્ત બ્રાહ્મણોને બોલાવીને આદેશ કર્યો કે, "તમે નિશ્ચિત અવધિની અંદર ઇસ્લામ ધર્મ સ્વીકારી લો, અન્યથા બધાને પ્રાણદંડ દેવામાં આવશે." આ સમાચારથી ત્યાનાં બ્રાહ્મણમંડળોમાં બહુ ખળભળાટ મચી ગયો એ લોકોમાથી થોડા તો રાતોરાત ત્યાંથી પોતાના પરિવાર લઈને નાસી ગયા. કેટલાક એવા પણ હતા જેમણે નાસવું શ્રેયસ્કર ન માન્યું અને જેઓ ધર્મને માટે પ્રાણ દેવાને ઉદ્યત થઈ ગયા. કેટલાક એવા પણ કાયર હતા જે

દેશ છોડવા ચાહતા ન હતા, તેમ જ પ્રાણ દેવા પણ ઇચ્છતા ન હતા. એ ભીરુઓએ ધર્મનું જ બલિદાન શ્રેયસ્કર માન્યું અને જનોઈ તોડીને તથા ચોટી કપાવીને મુસલમાન બનવાને તૈયાર થઈ ગયા. આ પ્રકારે ચારે બાજુ એક વિચિત્ર વિષાદ વ્યાપ્ત થઈ ગયો હતો. બ્રાહ્મણોનાં ઘરમાં ચૂલા ઠંડા પડ્યા હતા. ભયંકર હાહાકાર મચી ગયો હતો. કોઈની સમજમાં નહોતું આવતું કે કઈ રીતે પોતાનો અને કાશ્મીરનો ઉદ્ધાર કરવો.

## કાશ્મીરીઓને આશ્વાસન

ભગવાન શ્રીચંદ્રે નગરઠઠ્ઠામાં જ બેઠાં બેઠાં પોતાની યોગદષ્ટિથી કાશ્મીરનું સંકટ જોઈ લીધું અને તે જ ક્ષણે તેઓ કાશ્મીર માટે ચાલી નીકળ્યા. જે દિવસે તેઓ કાશ્મીર પહોંચ્યા તે જ દિવસે સહસા એક ઘટના બની ગઈ. રૈણાવાડી (શ્રીનગર)નો વિષ્ણુ કૌલ નામનો એક બ્રાહ્મણ રડતો રડતો અત્યંત વ્યાકુળ બનીને ચાલ્યો જતો હતો, ત્યાં સહસા એની દૃષ્ટિ શરીર પર ભસ્મ લગાડેલા જટાધારી તેજસ્વી શ્રીચંદ્રની દિવ્ય મૂર્તિ પર પડી. ભગવાને પૂછ્યું, "તમે શા માટે આટલા વ્યાકુળ છો ?" બ્રાહ્મણે કહ્યું, "મહારાજ ! અહીંના બ્રાહ્મણો પર સંકટ આવ્યું છે, એ શું આપથી અજાણ્યું છે ? અમારાથી અમારા પિતામહોની આ સુવર્ણભૂમિ નથી છોડી જવાતી કે એમનો વૈદિક ધર્મ નથી છોડાતો. અહીં યવનોની તલવાર અમારાં માથાં પર એવી લટકી રહી છે કે કોણ જાણે ક્યારે એ લોકો અમારો અંત લાવી દેશે." એ કાશ્મીરની કરુણ કથા

સંભળાવી રહ્યો હતો એટલામાં જ થોડા લોકો એક શબ લઈને આવતા જણાયા, જેની પાછળ એક અત્યંત શોક વિહ્વલ વૃદ્ધા એવો આર્તનાદ કરતી આવતી હતી કે એ સાંભળીને પથ્થરની છાતી પણ ફાટી જતી હતી. ભગવાને સર્વને રોકીને એ વૃદ્ધાના આર્તનાદનું કારણ પૂછ્યું ત્યારે વિષ્ણુ કૌલે જણાવ્યું કે, "મહારાજ! આ અમારી જાતિની અત્યંત સુશીલ અને ધર્મનિષ્ઠ વિધવા છે. એના જીવનનો એક માત્ર આધાર, એનો એકનો એક પુત્ર દૈવદુર્દશાથી આજે સંસારથી વિદાય થઈ ગયો છે."

ભગવાને પોતાના મધુર સ્મિતથી એ આખી મંડળીને જ્યોતિર્મય કરતાં અમૃત વાણીમાં કહ્યું, "કોણ કહે છે કે એ સંસારમાંથી વિદાય થયો છે? એ તો કેવળ નિદ્રામગ્ન છે. જાઓ, એને ઘેર લઈ જાઓ."

વિષ્ણુ કૌલે જ્યારે એ સાંભળ્યું ત્યારે તે ચકિત થઈ ગયો. એમણે બાળકની પાસે જઈ મેં હું ખોલી તેને હલાવ્યો, તો એ 'રામરામ' કહેતો બેઠો થઈ ગયો આ જોઈ એ વૃદ્ધાનું બધું દુઃખ કોણ જાણે ક્યાં વિલીન થઈ ગયું. પહેલાં તો એ હર્ષનાં આંસુ સાથે પોતાના પુત્રને ઘણી વાર સુધી છાતી સરસો ચાપતી રહી અને પછી ભગવાનનાં ચરણોમાં એ પુત્રને સુવરાવીને એમની ચરણરજ વારંવાર મસ્તક પર લગાડવા લાગી. ક્ષણભરમાં આ સમાચાર વિદ્યુતગતિથી આખા કાશ્મીરમાં ફેલાઈ ગયા. સર્વને વિશ્વાસ થઈ ગયો કે ભગવાન આવી ગયા છે. જે બ્રાહ્મણ પરિવારો

અત્યાર સુધી વિમાસણમાં પડયા હતા, અથવા ભાવિ સંકટથી ત્રસ્ત હતા, એમને પણ સાંત્વના મળી ગઈ કે હવે અમારું અનિષ્ટ નહીં થાય.

**સાંત્વના**

બ્રાહ્મણોને યાકૂબે જે સમય આપ્યો હતો એ થોડા જ દિવસોમાં સમાપ્ત થનાર હતો. તેથી ત્યાંના બ્રાહ્મણોએ ભગવાનની સેવામાં જઈને આ વિષમ પરિસ્થિતિમાંથી મુક્ત થવાનો માર્ગ પૂછ્યો. ભગવાને તેઓને સાંત્વન આપતાં કહ્યું, "વિપ્રગણ! આપ લોકો તો સ્વયં ભગવાનના પણ પૂજ્ય છો. આપ લોક સનાતન, શાશ્વત હિંદુધર્મના સંસ્થાપક, પોષક, નિયામક અને રક્ષક છો. આપના ધર્મનું હરણ કરવાનું સામર્થ્ય કોનામાં છે? ભગવાન સ્વયં સમય સમય પર આપ લોકોની રક્ષાને માટે ઉઘાડે પગે દોડી આવે છે. જે ઈશ્વરે હિરણ્યકશિપુ, રાવણ અને કંસ જેવા અત્યાચારીઓથી ધર્મ અને સાધુઓની રક્ષા કરી છે એની શક્તિ કદી અસાવધાન નથી રહેતી આ અત્યાચારી યાકૂબ તો ચપટી વગાડતાં પૂરો થઈ જશે શીઘ્ર સમયમાં જ કાશ્મીરમાં યવનોનું રાજ્ય નષ્ટ થઈ હિંદુઓનું રાજ્ય સ્થાપિત થશે. આપ લોકો જઈને, યાકૂબને કહી દો કે પહેલાં એ શ્રીચંદ્રને પોતાના ધર્મની દીક્ષા દે, પછી અમે બધા સ્વયં ઇસ્લામધર્મ સ્વીકારી લઈશું."

બ્રાહ્મણોએ એ સંદેશ જેવો ને તેવો યાકૂબને કહી સંભળાવ્યો. યાકૂબે પોતાના મંત્રીને આજ્ઞા કરી કે એ સાધુને મારી સન્મુખ લાવી ઉપસ્થિત કરો.

## યાકૂબનું પેટદર્દ

જ્યારે એ મંત્રી ભગવાનની પાસે પહોંચ્યો ત્યારે તત્કાળ એમના તેજથી પરાભૂત થઈ એ નિર્વાક બની ત્યાં જ બેસી ગયો. ભગવાને પોતાની ધૂણીમાંથી એક બળતી લાકડી કાઢી એ મંત્રીની સામે જ પૃથ્વીમાં દાટી દીધી, જે ચમત્કારપૂર્વક જોતજોતામાં સુંદર નવપલ્લવિત ચિનારના વૃક્ષમાં બદલ ઈ થઈ ગઈ. આ લીલા જોઈને તો એ મંત્રીના હોશકોશ ઊડી ગયા અને એ પોતે વિચારવા લાગ્યો કે હુ ક્યાં આ વિપત્તિમાં આવી પડ્યો ? ત્યાં વળી યાકૂબની એ સ્થિતિ થઈ કે જ્યારથી એણે પોતાના મંત્રીને શ્રીચંદ્રની પાસે મોકલ્યો, ત્યારથી એના પેટમાં એવું ભયંકર દર્દ ઊઠ્યું કે એને એમ પ્રતીત થયું કે "બસ હવે પ્રાણ ચાલ્યા, આ ચાલ્યા." એણે ત કાળ એક સેવકને બોલાવી કહ્યું, " જાઓ ! મારા મંત્રીને બોલાવી લાવો. એને કહો કે પાછો ફરે."

પણ ત્યાં સુધીમાં તો મંત્રી ભગવાનની પાસે પહોંચી ગયો હતો. તેથી એ સેવક તે મંત્રીને શોધતો ભગવાનના આશ્રમમાં જઈ પહોંચ્યો. કિંતુ તેટલા વખતમાં તો મંત્રી ત્યાથી પાછો ફર્યો હતો. એટલે ભગવાને પોતાની દિવ્ય શક્તિથી જ મંત્રીને સેવકનો સંદેશો પહોચાડી દીધો. તેથી મંત્રીના મનમાં એ નિશ્ચય થઈ ગયો કે શ્રીચંદ્ર મહાસિદ્ધ છે અને એમના જ ક્રોધથી યાકૂબના પેટમાં દર્દ ઉત્પન્ન થયું છે. એ સમજી ગયો કે જ્યાં સુધી ભગવાનનાં ચરણોમાં યાકૂબ નહીં જાય ત્યાં સુધી એનું કલ્યાણ નહીં થાય.

## ક્ષમાયાચના

એ તત્કાળ યાકૂબની પાસે પહોંચ્યો. ભગવાનની દિવ્યશક્તિનું અને ચમત્કારોનું વર્ણન કરતાં એણે સૂચના કરી કે ભગવાનની શરણમાં ગયા વિના આપની પીડાનો અંત નહીં આવે.

યાકૂબે પણ પીડાથી હારીને કહ્યું, "હું પણ એમ જ માનું છું અને તેથી જ મેં તમને બોલાવવા સેવકને પણ મોકલ્યો હતો. કિંતુ મારી તો એવી દશા થઈ ગઈ છે કે હું હાલીચાલી નથી શકતો."

મંત્રીએ કહ્યું, "જો આપ અહીં બેઠા બેઠા શુદ્ધ સંકલ્પની સાથે ક્ષમાપ્રાર્થના કરશો, તો પણ આપનું કલ્યાણ થઈ જશે. તેઓ બહુ દયાળુ છે. તેઓ આપનો અપરાધ ક્ષમા કરી દેશે."

યાકૂબે તત્કાળ જ્યાં આંખો મીંચીને માનસિક ક્ષમાપ્રાર્થના કરી કે તરત જ ભગવાનની કૃપાથી એનું પેટદર્દ શાંત થઈ ગયું હવે તો યાકૂબની પણ શ્રદ્ધા વધતી ચાલી. એ તે જ વખતે ભગવાનનાં દર્શન માટે એમના આશ્રમમાં જઈ પહોંચ્યો અને હાથ જોડી અને ઘૂંટણે પડી પોતાનાં પાપો માટે ક્ષમા યાચવા લાગ્યો.

## યાકૂબને ઉપદેશ

ભગવાને યાકૂબને ક્ષમા કરતાં અને સાંત્વન દેતાં એટલું જ કહ્યું કે, "બળપૂર્વક કોઈને ઇસ્લામ ધર્મમાં દીક્ષિત કરવો એ ઈશ્વરનું અપમાન કરવા બરાબર છે. પ્રત્યેક શાસકનું કર્તવ્ય

એ છે કે પોતે સમાન ભાવથી પોતાની પ્રજાનું હિતચિંતન કરે અને એવી સ્વતંત્રતા આપે કે તે પોતપોતાની ભાવનાને અનુસાર ઈશ્વરની ઉપાસના અને પૂજા કરે. એ યાદ રાખો કે ન્યાય જ શાસકનું જીવન છે અને અન્યાય જ એનું મૃત્યુ છે. જે વ્યક્તિ અન્યાય કરે છે તે અધિક સમય સુધી ટકી નથી શકતી. ઈશ્વરની દિવ્ય શક્તિઓ સજાગ થઈને એને દંડ દેવા માટે સચેષ્ટ રહે છે.”

આ સાંભળી યાકૂબની જીભ બંધ થઈ ગઈ અને હાથ જોડીને પ્રણામ કર્યા પછી એ પોતાનાં પાપોનું પ્રાયશ્ચિત કરતો પોતાના મહેલમાં પાછો ફર્યો. અને ભગવાનનું વચન સત્ય ઠર્યું. એ જ વર્ષે અકબરની સેનાએ કાશ્મીર પર આક્રમણ કરીને યાકૂબને પરાજિત કર્યો અને કાશ્મીરને દિલ્હી રાજ્યમાં મેળવી લીધું. તો પણ યવનોએ જે અત્યાચાર કર્યા હતા, એનું પરિણામ એ આવ્યું કે કાશ્મીરમાં બ્રાહ્મણોના કેવળ અગિયાર પરિવાર શેષ રહી ગયા. અન્ય સર્વને કાં તો કતલ કરી નાખવામાં આવ્યા કે કાં તો મુસલમાન બનાવી દેવામાં આવ્યા.

## ચિનારનું વૃક્ષ

ભગવાન શ્રીચંદ્રે યાકૂબના મંત્રીને જે ચિનારનું વૃક્ષ બતાવ્યું હતું એ પણ છેલ્લાં સાત વર્ષ સુધી તો કાશ્મીરમાં અર્ધું લીલું અને અર્ધું દગ્ધ વિદ્યમાન હતું. એ સ્થાન હજી સુધી શ્રીચંદ્ર-ચિનારને નામે પ્રસિદ્ધ છે. ભારતવિભાજનના છ મહિના પહેલાં જ એ વૃક્ષ સહસા પડી ગયું, જે પરથી

સાધુબેલાના તત્કાલીન મહંત શ્રી હરનામદાસજીએ કહ્યું હતું કે દેશ પર ભયંકર વિપત્તિ અવશ્ય પડનાર છે. એ વિપત્તિ ભારતવિભાજનના રૂપમાં ખરેખર આવી પણ ગઈ. આ રીતે શ્રીચંદ્રના પ્રતાપથી કાશ્મીરમાં મુસલમાનોના ત્રાસનો અંત આવ્યો અને ત્યાંના બ્રાહ્મણોની રક્ષા થઈ ગઈ. ભગવાન શ્રીચંદ્રની આ લોકસંગ્રહભાવના પ્રતિ કૃતજ્ઞતા તથા શ્રદ્ધા વ્યક્ત કરવા માટે જનતાએ શ્રીચંદ્રને જગદ્‌ગુરુની ઉપાધિ આપીને પોતાને કૃતાર્થ કરી.

## પંચપરમેશ્વર

### पावनं पावनानाम्

ભારતવર્ષમાં મોગલોની વિજયપતાકા ફરકાવી અને વિશાળ સામ્રાજ્યનો પ્રચાર કરી વિ. સં. ૧૬૬૨માં અકબરે પોતાના ઈહલોકની લીલા સંકેલી અને દિલ્હીના સિંહાસન પર જહાંગીર નામ ધારણ કરીને એનો જ્યેષ્ઠ પુત્ર સલીમ પ્રતિષ્ઠિત થયો. જહાંગીરે ઘણો વખત પહેલાંથી ભગવાન શ્રીચંદ્રનાં યશોગાન સાંભળ્યાં હતાં. જે વખતે એ લાહોરમાં સમ્રાટરૂપે વિરાજમાન હતો એ વખતે શ્રીચંદ્ર પણ કાશ્મીરથી કાદિરાબાદ આવી ગયા હતા. કાદિરાબાદ ગુરુદાસપુર જિલ્લામાં દહેરા–બાબા–નાનકની પાસે આવેલુ એક નાનું સરખું નગર હતું. એમના આગમનની ખબર સાભળીને સમ્રાટ જહાંગીર પોતાના મંત્રીઓ તથા દરબારીઓની સાથે ભગવાનની પાસે પહોચ્યો અને એમના દર્શન કરીને એમને આગ્રહ કરવા લાગ્યો કે આપ લાહોર ચાલો. કિંતુ સ્વતંત્ર પ્રકૃતિવાળા, મનસ્વી તથા લોકકલ્યાણકારી મહાત્માને માટે એ કયાં શકય હતુ કે એ રાજાઓ અને સમ્રાટોનાં નિમંત્રણ સ્વીકારતાં ફરે ! તેથી તેઓએ જહાંગીરના આગ્રહને તે વખતે ન સ્વીકાર્યો. થોડા

દિવસો બાદ વિ. સં. ૧૬૬૩માં કંઈક અંશે સમ્રાટ જહાંગીરના આગ્રહથી અને કંઈક અંશે ત્યાંની જનતાના વિશેષ અનુરોધથી તેમને લાહોર જવાની ઇચ્છા થઈ. જ્યારે જહાંગીરે ભગવાનના આગમનના શુભ સમાચાર સાંભળ્યા ત્યારે એ અત્યંત પ્રસન્ન થયો. એણે એક વિશાળ સભાનું આયોજન કરીને એવી વ્યવસ્થા કરી કે બધા લોકો ભગવાનનાં દર્શન કરી શકે અને એમના ઉપદેશામૃતનું પાન કરી શકે.

## જહાંગીરની સભામાં

સમ્રાટની પ્રાર્થનાનો સ્વીકાર કરી ભગવાન શ્રીચંદ્રે નિશ્ચિત સમય પર એ સભાને પાવન કરી અને એમને માટે જે વિશેષ ઉચ્ચ સિંહાસન બનાવ્યું હતું તે પર વિરાજમાન થયા. એમનો શિષ્ય કમલાસન અથવા કમલિયા પણ એમની ગોદડી એક બાજુ રાખી બેસી ગયો. થોડી જ વારમાં બધા લોકોએ જોયું તો એ કંથા (ગોદડી) અનેક પ્રકારની વિચિત્ર ચેષ્ટાઓ કરતી કદી કંપે છે તો કદી સંકોચાય છે, કદી મોટી થાય છે અને ઉપર ઊઠે છે તો કદી નીચે પડી જાય છે. લોક સમજતા હતા કે એની અંદર કોઈ પ્રાણીને પૂરવામાં આવ્યું છે. આ જોઈ જહાંગીરને પણ અત્યંત કુતૂહલ થયું. એણે વિનીત ભાવથી જિજ્ઞાસા કરી કે "આ કંથાની અંદર શું છે?" ભગવાને કથાને કહ્યું, "ભાઈ! બહાર આવી સમ્રાટને પણ તારો પરિચય આપ."

ઝટ કંથા તો શાંત થઈ ગઈ, કિંતુ કોણ જાણે એની અંદરથી કોઈ એવી શક્તિ સમ્રાટ પર આવી ચઢી કે જહાંગીરનું

આખું શરીર કંપવા લાગ્યું, મુખ મુકાઈ ગયું અને નેત્ર લાલ થઈ ગયાં. હવે તો સમ્રાટ બહુ વ્યાકુળ બન્યો. એણે શ્રીચંદ્રને પ્રાર્થના કરી કે આ ભૂતને ઉતારો.

ભગવાને ઉત્તર આપ્યો, 'સલામાં આવતા પહેલાં મને તાવ આવવાનો હતો એ જ તાવને મેં થોડા વખત માટે આ કથામાં બાધી લીધો હતો એ જ ઉપદ્રવ કરી રહ્યો છે લો એને ફરી પાછો કથામાં બાધી દઉં છુ ''

એમ કહી ભગવાને જ્વરને આદેશ કર્યો '' કે સમ્રાટને છોડી દે '' તત્કાળ એ ગોદડી પુનઃ ઊઠાબૂદ કરવા મંડી અને સમ્રાટ સ્વસ્થ થઈ ગયો. આ પછી અનેક પ્રકારનો વાર્તાલાપ કરી તથા ઉપદેશ દઈ ભગવાન પોતાના આશ્રમમાં પાછા ફર્યા.

## કર્ત્તારાય

જે સમયે તેઓ લાહોરમાં નિવાસ કરી ઉપદેશ દઈ રહ્યા હતા અને સ્વય જહાગીર એમના ઉપદેશોથી પ્રભાવિત હતો, તે જ સમયે લાહોરમા શ્રીરાજારામ અને રત્નદેવીનો કર્ત્તારાય નામનો યુવાન પુત્ર પણ એમના દર્શન કરવા અને ઉપદેશ સાભળવા આવ્યા કરતો હતો. એના મન પર ભગવાનના ઉપદેશોનો કંઈ એવો પ્રભાવ પડ્યો કે એ પણ ન સારથી વિરક્ત થઈ ગયો. એ માટે કારણ પણ સહુમા ઉપસ્થિત થયું. જે દિવસે એનો વિવાહ થવાનો હતો તે જ દિવને એકાએક એના મિત્ર દેશરાજનો સ્વર્ગવાસ થઈ ગયો આ ઘટનાથી એ એટલો દુ ખી થયો કે એણે પોતાના માગલિક વસ્ત્રો

ફાડી નાખ્યાં અને તત્કાળ શ્રીચંદ્રનું શરણ ગ્રહણ કર્યું. ત્યાં એક વર્ષ એમની સેવા કરી અઢાર વર્ષની અવસ્થામાં વિ. સં. ૧૬૬૩માં કર્ત્તારાય એમનો શિષ્ય બની ગયો. થોડા દિવસ લાહોરમાં રહીને શ્રીચંદ્ર પુનઃ કાદિરાબાદ પાછા ફર્યા અને ત્યાં જંગલમાં રહીને એકાંત સાધના કરવા લાગ્યા.

## દક્ષિણની યાત્રા

કાદિરાબાદના વનમાં થોડાં વર્ષ એકાંતસેવન કર્યા પછી ભગવાને દક્ષિણ ભારતની યાત્રાનો સંકલ્પ કર્યો. તેઓ રામેશ્વર સિવાયનાં બીજાં તીર્થોની તો યાત્રા કરી ચૂકયા હતા. તેથી આ વખતે તેઓ પોતાના શિષ્ય કમલિયાની સાથે દિલ્હી, ગ્વાલિયર, જબલપુર, નાગપુર, રામગિરિ અને ઉટાકામંડ થઈ રામેશ્વર પહોંચ્યા, જ્યાં થોડા દિવસ ધર્મોપદેશ કરીને તેઓ લંકા તરફ આગળ વધ્યા. લંકાથી પાછા ફરીને ભગવાન નીલગિરિની પાસે વિ. સં. ૧૬૮૦માં ટાકલી ગ્રામમાં પહોંચ્યા. શિવાજીના ગુરુ સમર્થ રામદાસ આ વખતે નારાયણ નામના સોળ વર્ષના યુવક હતા. બાળપણથી જ નારાયણની વૃત્તિ સંસારથી વિરક્ત હતી, અને તેઓ કોઈ એવા ગુરુની શોધમાં જ હતા જે એમને પ્રતીતિ કરાવી દે કે મેં જે માર્ગ સ્વીકાર્યો છે તે જ શુદ્ધ ને શ્રેયસ્કર છે.

## સમર્થ રામદાસને નિર્દેશ

જ્યારે ભગવાન ટાકલી પહોંચ્યા ત્યારે નારાયણ બેસી તપશ્ચર્યા કરી રહ્યા હતા. ભગવાનના આવતાં જ તેઓ ઊઠી ઊભા થઈ ગયા અને કુશલમંગલ પૂછ્યા. પછી બંનેમાં

પરસ્પર વાર્તાલાપ થવા લાગ્યો. એ જ વાર્તાલાપના સંદર્ભમાં તેઓએ નારાયણને એવો ઉપદેશ કર્યો કે એને તત્કાળ આત્મશક્તિની પ્રતીતિ થઈ ગઈ અને તેઓ પોતાને સમર્થ સમજવા લાગ્યા. તે જ દિવસે એમણે પોતાનું નામ 'સમર્થ' રાખી લીધું. અને એ જ સમયે શ્રીચંદ્રના મુખેથી પણ સહસા આ શબ્દો નીકળી પડયાઃ कृतं कृत्यम् (મારું કામ પૂરું થઈ ગયું).

સમર્થે આશ્ચર્યની સાથે હાથ જોડી પૂછયું, "શું કહ્યું મહારાજ?" શ્રીચંદ્રે ઉત્તર દીધો, "શીઘ્ર જ શિવનેરમાં શિવાજી મળશે." તે બાદ સમર્થને યોગની થોડી ક્રિયાઓ શીખવીને તેઓ ફરતા ફરતા બારઠ પાછા ફર્યા.

**માત્રાશાસ્ત્ર**

બારઠમાં થોડા દિવસ રહીને તેઓ શ્રીનગર ચાલી ગયા, જ્યાં આષાઢની પૂર્ણિમાએ પૂજનાદિ કર્યા પછી એમણે પોતાના શિષ્યોને 'માત્રાશાસ્ત્ર' નામથી જે ઉપદેશ કર્યો, એ ઉદાસીન સાધુઓમાં વેદવાક્ય જેટલો આદરયુક્ત છે. એ ઉપદેશ અત્યંત સરળ નાગરી ભાષામાં કંઈક અંશે દાર્શનિક તત્ત્વરૂપે અને કંઈક અંશે વ્યાખ્યાનરૂપે છે. દાર્શનિક તત્ત્વોમાં એમણે સ્વયં પોતાને પ્રશ્ન કરી પ્રારંભ કર્યો છે. "કહે રે બાળક! કોણે મૂંડ્યો, કોણે મુંડાવ્યો, કોને કહે તું નગરી આવ્યો?" અર્થાત્ રે જીવ! તું કોની આજ્ઞાથી, કોના સમજાવવાથી આ સંસારમાં આવ્યો છે?

એનો ઉત્તર સ્વયં એમણે આપ્યો છે, "સદ્ગુરુએ

મૂંડ્યો, લેખે મુંડાવ્યો, ગુરુને કહે નગરી આવ્યો." એટલે કે સદ્ગુરુ અવિનાશી મુનિ દ્વારા દીક્ષિત થઇને પૂર્વ જન્મના લેખ અનુસાર શ્રૌતસંન્યાસ લઈને લોકકલ્યાણ માટે હું આવ્યો છું. તેથી "ચેતહુ નગરી તારહુ ગામ, અલખ પુરુષકા સુમિરહુ નામ." અર્થાત્ હવે તું સાવધાન આત્મજ્ઞ બનીને અલખ પુરુષ સચ્ચિદાનંદ પરમેશ્વરનું સ્મરણ કર અને પોતાના ગામ અને નગરી, અર્થાત્ સમાજનો ઉદ્ધાર કરી નાખ. પ્રેરણાને આધારે પોતાના ગુરુજીનું વિવરણ કરતાં તેમણે કહ્યું, "ગુરુ અવિનાશી ખેલ રચાયા અગમનિગમકા પંથ બતાયા." અર્થાત્ અવિનાશી ગુરુજીએ મને આ વેદશાસ્ત્ર-સંમત કલ્યાણનો માર્ગ બતાવ્યો છે અને વિહિત કર્મોનો ઉપદેશ દીધો છે.

ત્યાર પછી તેમણે સાધુના સંપૂર્ણ વેશ અને ઉપકરણોનું રૂપકાત્મક વિવિરણ કરતાં બતાવ્યું કે "જ્ઞાન જ ગોદડી (કંથા) છે, ક્ષમા જ ટોપી છે, યત અથવા સંયમ જ આડબંધ (કમરબંધ) છે, શીલ જ કૌપીન છે, પોતાને કાળથી મુક્ત સમજવું એ જ કંથા છે, ઇચ્છાઓથી રહિત ભાવના જ ઝોળી છે, યુક્તિ જ ટોપી છે, ગુરુને મુખેથી શ્રવણ કરેલો ઉપદેશ જ ઓલી છે, ધર્મ જ કુરતું છે, સત્ય જ સેલી (ઊની ઉપવીત) છે, મર્યાદાપાલન જ ગળામાં પહેરેલી કફની છે, ધ્યાન જ બટવો છે, ભાવાવેશમાં કરેલું નૃત્ત જ સીનો છે, બ્રહ્મ જ અંચળ છે જેને સુજાન અથવા ચતુર લોકો પહેરે છે, નિર્લેપવૃત્તિ જ મોરછલ છે, દ્વેષહીન નિર્ભયતા જ જંગડોરા

છે, જાપ જ જાંઘિયો છે, ગુણુ જ ઉડ્ડિવિની (ઊડવાની વિદ્યા) છે, અનહદ નાદ અથવા અનાહત ગુરુવાણી જ શિંગીનો શબ્દ છે, જ્ઞાન જ કાનની મુદ્રા (કુંડળ) છે, શિવ જ વિભૂતિ છે, હરિભક્તિ જ ગુરુપુત્ર ઓઢે છે તે મૃગચર્મ છે, સંતોષ જ સૂત્ર છે, વિવેક જ દોરો છે, જેની દ્વારા ઘણી થીગડીઓ એ કંથામાં સીવી છે અને જેને સુરતિ અથવા વાત્સલ્યની સોય લઈને સદ્ગુરુ સીવે છે. એને જે પોતાની પાસે રાખે છે એ નિર્ભય થઈને નિવાસ કરે છે. એ શ્યામ, શ્વેત, પીત અને રક્તવર્ણના વસ્ત્રખંડોથી બનેલી કંથાને જે પહેરે છે, એ જ મારો ગુરુભાઈ છે. ત્રણ ગુણ, અર્થાત્ સત્ત્વ, રજ અને તમની ચકમકથી અગ્નિમંથન કરીને સુખદુઃખના કુંડમાં મેં મારી દેહ બાળી છે. શોભાથી યુક્ત સંયમરૂપી મહાદેવજીના ચરણકમળોમાં મારી અત્યંત પ્રીતિ થઈ છે. મેં ભાવતું ભોજન અમૃત બનાવી પ્રાપ્ત કર્યું છે. તેથી જ મારા મનમાં ભલાબૂરાની ભાવના જ નથી રહી પાત્રઅપાત્રનો વિચાર જ મારાં બહુગુણયુક્ત કમંડલ, તુંબડી અને નાવ છે. જે સાધુ એ પરમ અમૃતના પ્યાલાને મન લગાડીને પીએ છે એ જ શાંતિ પ્રાપ્ત કરે છે. એ પરમશક્તિ ઇડા અને પિંગળામાં દોડતી હોય છે અને ફરી સુષુમ્ણામાં સ્વાભાવિક રૂપથી નિવાસ કરવા લાગે છે. આપણું કામ એ છે કે આપણે બધી ઇચ્છાઓ છોડીને એ નિરાશ (ઇચ્છાહીન) મઠમાં નિરંતર ધ્યાન લગાડી રાખીએ અને એ નિર્ભય નગરીમાં ગુરુજ્ઞાનનો દીપક પ્રગટાવીએ, જ્યાં

સ્થિરતા જ આપણી ઋદ્ધિ હોય, અમરત્વ જ આપણો દંડ હોય, ધૈર્ય જ આપણી કોદાળી હોય, તપ જ ખડ્ગ હોય, વશીકાર અથવા ઇન્દ્રિયોને વશ કરવી એ જ આસા અર્થાત્ દંડો હોય, સમદૃષ્ટિ જ ચૌગાન અથવા વિજ્ઞેગણ (સોપાશ્રય) હોય જેનાથી કોઈપણ પ્રકારે મનમાં હર્ષ અથવા શોક ન થાય. સહજ વૈરાગીએ આ પ્રકારે માયાની સંપૂર્ણ મોહિની ત્યાગીને વૈરાગ્ય સાધવો જોઈએ. એવું કરનારા માટે ભગવાનનું નામ જ કવચ છે, પવન અથવા પ્રાણાયામ જ એનો એવો ઘોડો છે જેનું જીન કર્મોથી કરેલી વિરકત છે, સત્ત્વ જ એનો વેશ છે, નિર્ગુણ જ ઢાલ છે, ગુરુનો શબ્દ જ ધનુષ છે, બુદ્ધિ જ કવચ છે, પ્રીતિ જ બાણ છે, બુદ્ધિ જ બરછી છે, ગુણ જ કટારી છે. અને એ રીતે સંયમનાં શસ્ત્રોથી સુસજ્જિત સાધક પોતાના મનને મારીને સવારી કરવા લાગે છે, ત્યારે માયાના વિષમ ગઢને તોડીને નિર્ભયતાપૂર્વક પોતાને ઘેર અર્થાત્ બ્રહ્મમાં પાછો ફરે છે, જ્યાં પહોંચતાં જ અનેક પ્રકારનાં વાદ્યો અને શંખોથી એનું સ્વાગત કરવામાં આવે છે. આ નિર્વાણવિદ્યાનાં અપાર સૂક્ષ્મ તત્ત્વોને ગુરુ અવિનાશી મુનિ જ સારી રીતે જાણતા હતા.

શુદ્ધ સાધકની વ્યાખ્યા કરતાં શ્રીચંદ્રે બતાવ્યું છે કે સ્વતઃ અખંડ આનંદ બ્રહ્મ જ એનું યજ્ઞોપવીત છે, માનસિક નિર્મળતા જ એની ધોતી છે, સોહં જપ જ સાચી માળા છે, ગુરુમંત્ર જ શિખા છે, હરિ નામ જ ગાયત્રી છે જે એ સ્થિર આસન પર બેસી વિશ્રામની સાથે જપે છે; પૂર્ણબ્રહ્મનું

ધ્યાન જ તિલક છે, યશ જ તર્પણ છે, પ્રેમ જ પૂજા છે, બ્રહ્માનંદ જ ભોગ છે, નિર્વૈરતા જ સંધ્યા છે અને બ્રહ્મનો સાક્ષાત્કાર જ છાપો છે. આટલું થયા બાદ એ પોતાના મનના બધા સંકલ્પવિકલ્પ સ્વયં નષ્ટ કરી નાખે છે. એ બ્રહ્મની પ્રીતિ જ પિતાંબર છે, મન જ મૃગચર્મ છે, ચિત્તમાં એ ચિદંબર પરમેશ્વરનું સ્મરણ જ રુમઝુમમાળા છે. એવી વ્યક્તિની જે બુદ્ધિ પહેલાં રુવાંટાંવાળા વ્યાઘ્રચર્મ, કુલહ (ઊંચી ટોપી), ખૌસ (જોડા) અથવા પાદુકામાં જ લીન રહેતી હતી, તે સર્વ પ્રકારનાં બંધન અને શૃંખલાઓ આદિ તોડી ઉદાસીન સાધુનો વેશ ગ્રહણ કરી લે છે અને કેવળ જટાનો જ મુગટ બાંધીને એવી મુક્ત બની જાય છે કે પછી એને કંઈ બંધન જ નથી રહેતું. આ જ માર્ગ નાનકના પુત્ર શ્રીચંદ્રે બતાવ્યો છે, જેનું રહસ્ય જાણી લેવાથી જ તત્ત્વને પામી શકાય છે. આ માત્રાને જે ધારણ કરી લે છે, તે આવાગમનના બંધનથી મુક્ત થઈ જાય છે. આ ઉપર દર્શાવેલા માત્રાશાસ્ત્રમાં શ્રીચંદ્રે પોતાના સમયના સર્વ ધાર્મિક સંપ્રદાયોના બાહ્યાચાર, વેષાચાર અને કર્મકાંડને બદલે શુદ્ધ નિરાડંબર અધ્યાત્મમાર્ગનો પથ પ્રશસ્ત કર્યો છે.

## અંતિમ સંદેશ

આ પછી એમણે પોતાના શિષ્યોને અંતિમ સંદેશ દેતાં કહ્યું, "મહાત્માઓ! તમે લોકોએ સનાતન વૈદિક ધર્મના ઉદ્ધારનું પવિત્ર વ્રત લઈને એના પાલનમાં જે પ્રશંસનીય ઉત્સાહ બતાવ્યો છે એને સમૃદ્ધ બનાવીને દેશના ખૂણેખૂણામાં

ધર્મપ્રચારની લહેર ફેલાવો. તમારા લોકો પર જ હિંદુ ધર્મના ઉદ્ધારનો ભાર છોડીને હવે હું એકાંતસેવન કરવા ચાહું છું. સંભવ છે કે ભવિષ્યમાં આપણી પરસ્પર મુલાકાત ન થાય. અતઃ મારો અંતિમ સંદેશ એ જ છે કે આ ધર્મપ્રચારની પરંપરા અખંડ રાખજો.

**ધર્મપ્રચારનો કાર્યક્રમ**

ભગવાનનો આ સંદેશ સાંભળીને એમની શિષ્યમંડળી પર તો જાણે વજ્રપાત થઈ ગયો કિંતુ ગુરુનો આદેશ શિરોધાર્ય કરી એમના મુખ્ય શિષ્યોએ ભગવાનને પ્રાર્થના કરી કે આપ એકાંતવાસ કરવાનો સંકલ્પ તો કરી રહ્યા છો, પણ ધર્મપ્રચારનો કોઈ નિશ્ચિત કાર્યક્રમ સમજાવી દો.

તે પરથી ભગવાને કહ્યું, " તમે તમારા બધા કાર્યક્રમને માટે એક પંચપરમેશ્વરની સ્થાપના કરી લો, જેમાં ચાર અનુભવી મહાત્મા મંડલાધીશ અને પાંચમા ઉપાસ્ય દેવ હોય. આ પંચપરમેશ્વર જ જે કાર્યક્રમ નિર્ધારિત કરે અને આજ્ઞા કરે, તેનું જ સર્વ પાલન કરે "

**પંચપરમેશ્વર**

ભગવાનનો આ આદેશ સાંભળીને શ્રી ભક્ત ભગવાનની સંમતિથી સમસ્ત સાધુઓએ કમલાસન (અલમસ્ત), બાલહાસ, ગોવિંદદેવ અને પુષ્પદેવ, આ ચારે મહાપુરુષોને મંડલાધીશ નિયુક્ત કર્યા. ભગવાન શ્રીચંદ્રે પણ પોતાની શિષ્યમંડળીનો આ સુંદર નિર્ણય સ્વીકારીને એને આશીર્વાદ આપ્યા કે ભવિષ્યમાં બીજા પણ ઉદાસીન મહાત્માઓને પોતાના તપઃ

વિદ્યા અને ચરિત્રને કારણે આ સંપ્રદાય દ્વારા મંડળપતિ અથવા મંડળાધીશના પદ પર પ્રતિષ્ઠિત કરવામાં આવશે, અને એમની શિષ્યપરંપરા એમના નામથી ઉદાસીન સંપ્રદાયનો પ્રચાર કરશે. આજે પણ ઉદાસીન સંપ્રદાયમાં એ પ્રથા છે કે ભગવાન શ્રીચંદ્રની સન્મુખ જે મંડલપતિ નિયુક્ત થયા હતા, તેમની પદ્ધતિના સાધુ ધૂણા (અગ્નિકુંડ)ના સાધુ કહેવાય છે અને જે ભગવાનની પછી મંડળપતિ નિમાયા તે પુરસ્કૃત પદ પામવાને કારણે બક્ષિસના (પુરસ્કૃત) સાધુ કહેવાય છે.

## પીપળાનું ઝાડ

આ રીતે પોતાનો કાર્યક્રમ દૃઢ કરીને અને શાશ્વત પ્રચારની વ્યવસ્થા કરીને ભગવાન શ્રીચંદ્ર બારઠ ગયા અને ત્યાં થોડો વખત રહીને તેઓ ચંબા તરફ ચાલી નીકળ્યા. આ યાત્રામાં એક અદ્ભુત ઘટના એ બની કે માર્ગમાં ગુરુદાસપુર જિલ્લાની પઠાણકોટ તહસીલમાં મમૂન ગામની પાસે જે સુકાયેલા પીપળાની નીચે તેઓ આસન લગાવી બેઠા તે જોતજોતામાં ક્ષણભરમાં લીલુંછમ વૃક્ષ થઈ ગયું. એ ઝાડ હજી સુધી એ જ પ્રકારે એ સ્થાન પર નવલપલ્લવિત વિદ્યમાન છે.

## અંતર્ધાન

### धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे

કાશ્મીરથી દક્ષિણપૂર્વમાં, ગુરુદાસપુર જિલ્લાથી ઉત્તરમાં અને કાંગડા જિલ્લાથી પશ્ચિમમાં ચંબા નામનો એક નાનોશો ઊંચો પ્રદેશ છે, જે વિ. સં. ૨૦૦૯માં દેશી રાજ્યો ભારતમાં વિલય થયાં તે પહેલાં ચંબા નામનું એક અલગ રાજ્ય હતું. એ પ્રદેશમાં ચારે બાજુ ઊંચાઊંચા પર્વત છે, જેણે પોતાની હિમાચ્છાદિત શિખરશૃંખલાઓથી આવૃત કરીને એને એક પડિયાની માફક સુંદર અને મનોહર હરિયાળી વનશ્રીથી સંપન્ન એવી એક સુંદર અને રમણીય એકાંત સાધનાસ્થળી બનાવી રાખી છે. એના પશ્ચિમ ને દક્ષિણ ભાગની ભૂમિ અત્યંત શસ્યશ્યામલા ઉપજાઉ ભૂમિ છે, જ્યાં ચંદ તથા રાવી નદીઓ આ પ્રદેશને સીંચની દક્ષિણપૂર્વથી ઉત્તરપશ્ચિમ તરફ વહે છે.

**ચંબાનું સૌંદર્ય**

વિક્રમની છઠ્ઠી શતાબ્દીમાં સૂર્યવંશી ક્ષત્રિયકુમાર મારુતે ચંબા રાજ્યનો પાયો નાખ્યો; વિ. સં. ૬૩૭માં પ્રતાપી મેરુએ એ રાજ્યનું સંવર્ધન કર્યું; અને વિ. સં. ૯૭૭માં સાહિલ

વર્માએ ચંબા નગરીની સ્થાપના કરી. આ પ્રદેશની પર્વત શૃંખલાઓમા ગાઢ અને નિત્ય લીલાછમ જંગલો છે, ત્યા અનેક ધોધ અને જળાશયોથી સંપન્ન એવી અનેક ગુફાઓ છે, જેમા એકાતસેવી ઋષિઓ, મુનિઓ, અને તપસ્વીઓ નિશ્ચિંત તથા નિર્વિઘ્ન તપસ્યા કરી શકે છે સાધકની ભૂખતૃષાની ચિંતા દૂર કરવા માટે અખરોટ તથા અન્ય ફળોથી લદાયેલા વૃક્ષ, તૃષા શાન્ત કરવાને માટે ઝરણાના સુમધુર નીર અને ટાઢથી બચાવવા માટે ઉષ્ણ ગુફાઓ એટલી બધી છે કે કોઈ પણ સાધકને ત્યા કોઈ પણ પ્રકારનુ આહારકષ્ટ અથવા ઋતુકષ્ટ નથી થતું. સંસારથી વિરક્ત તથા બ્રહ્મની એકાત ઉપાસના કરનાર સાધુમહાત્માઓની તપશ્ચર્યાને માટે એનાથી અધિક એકાત સુખસ્થાન બીજે કયા મળી શકે? તેથી જ સમય સમય પર અનેક ઋષિ, મુનિ, સાધુ અને તપસ્વી સંસારની વાસનાઓને લાત મારીને એકાત સમાધિની સિદ્ધિ માટે આવા સ્થાનો પર નિરંતર આવ્યા કરે છે

## એકાંત સાધનાનો નિશ્ચય

હવે તો ચંબા નગરની પાસે રાવીની પ્રચંડ વેગવતી ધારા પર લોખંડનો ઝૂલતો પુલ બની ગયો છે પણ હું જે સોળમી શતાબ્દીની વાત કરી રહ્યો છું, તેમા કેવળ નૌકા સામે પાર જવાનુ એકમાત્ર સાધન હતુ, અને તે પણ ધારાની પ્રખરતાને લીધે ક્યાથી નીકળતી અને ક્યા પહોચતી એમા પણ સદા એવો ભય રહેતો હતો કે રખે કશે કોઈ જળમગ્ન શિલા સાથે અથડાઈને તે જળસમાધિ ન લઈ લે!

એ યુગમાં આ મનોહર એકાંત સ્થાનની પ્રાકૃતિક રમણીયતા અને નિર્જનતાથી પ્રભાવિત બનીને શ્રીચંદ્રે નિશ્ચય કર્યો કે ચંબામાં જઈ એકાંત સાધના કરવી, કારણ કે હવે બહારનું પ્રચારકાર્ય કરવા માટે ઉદાસીન સાધુઓની એવી એક ઉદાર સેના તૈયાર થઈ ગઈ હતી, જેણે લોકસેવા, ધર્મસેવા અને દેશસેવાનું વ્રત લીધું હતું.

**ચંબા તરફ**

બારઠથી નીકળીને મમૂન થઈ ભગવાન પોતાના શિષ્ય ગુરુદિત્તાની સાથે જ્યારે ચંબા પહોંચ્યા, ત્યારે એમણે ગુરુદિત્તાને પાછા ફરવાનું કહ્યું, પણ એ કોઈ પ્રકારે પાછા ફરવા તૈયાર ન થયા. અંતમાં ભગવાન શ્રીચંદ્રે એને ઘણુ સમજાવીપટાવી કોઈપણ યુક્તિથી ત્યાંથી વિદાય કર્યા. ત્યાંથી નીકળીને ગુરુદિત્તા કીર્તિપુર તરફ વધ્યા. માર્ગમાં ભૂતાનવાળા બ્રહ્મકેતુનો એમને મેળાપ થયો, જે ભગવાન શ્રીચંદ્રના અનન્ય શિષ્ય હતા અને જે ભગવાનની જ શોધમાં ચંબા જઈ રહ્યા હતા. જ્યારે એમણે ગુરુદિત્તા પાસેથી સાંભળ્યું કે ભગવાન શ્રીચંદ્ર ચંબામાં વિરાજમાન છે, ત્યારે તો એમના હર્ષનો પાર ન રહ્યો. બ્રહ્મકેતુ જ્યારે ચંબા પહોંચ્યા ત્યારે ત્યાં ભગવાન શ્રીચંદ્રને જોઈને ઉલ્લાસથી ગદ્ગદ થઈ ગયા અને એમની જ સાથે નિરંતર બાર વર્ષ સુધી એમની સેવા કરતા રહ્યા. આ બાજુ ગુરુદિત્તાએ કીર્તિપુર ગામની પાસે જ એક પર્વત પર પાંચ વર્ષ ઘોર તપશ્ચર્યા કરી અને પછી સં. ૧૬૯૩માં દેહના બંધનથી મુક્તિ પ્રાપ્ત કરી લીધી.

## શિલા તરે પાણીમાં

વિ. સં. ૧૭૦૦ની વાત છે. એક દિવસ સવારે ભગવાન સમાધિમાંથી ઊઠીને રાવી નદીના તટ પર પહોંચ્યા અને પેલે પાર જવાનો વિચાર કરવા લાગ્યા. હમણાં જ પો ફાટયો હતો. પૂર્વનું આકાશ પણ હજુ સારી રીતે પ્રકાશમાન નહોતું થવા પામ્યું. તેથી પાર જનારા લોકો પણ હજી સુધી તટ પર નહોતા આવી શકયા. બ્રહ્મકેતુ તો ભગવાન સાથે હતા જ. તેઓ ભગવાનની ઇચ્છા સમજી ગયા. એમણે હોડી પર બેઠેલા હોડીવાળાને કહ્યુ. ' હોડી લઈ આવ અને અમને સામે પાર ઉતાર. ' એ હોડીમા જનાર એક બીજો યાત્રી પણ બેઠો હતો. એણે બેઠા બેઠા વ્યંગમાં કહ્યુ. ' મહાત્માજી ! આપ તો ભગવાન રામના વંશધર છો ને ? તેણે તો મોટા મોટા પર્વત સમુદ્ર પર તરાવી દીધા હતા, તો પછી આપ શુ એક નાનીશી શિલા પણ નહીં તરાવી શકો ? '

આ સાંભળી ભગવાને વિચાર્યું કે અહીં શિલા તરાવવાનો પ્રશ્ન નથી, પરંતુ આ વ્યક્તિના મનમા એવો સંદેહ છે કે શ્રીરામના નામથી ખરેખર શિલા તરી હતી કે નહીં. તેથી એના સંદેહ અને ભ્રમનુ નિવારણ અવશ્ય કરવુ જોઈએ. આમ વિચારીને એમણે તત્કાળ એક પથ્થરની પાટ ઉઠાવી પાણીમાં ફેંકી અને એના પર આસન લગાવી બેસી ગયા. શિલા તરતી રહી, એટલુ જ નહીં પરંતુ એક કુશળ નાવિક દ્વારા સાધેલી નાવની માફક બાણની ત્વરાથી સીધી સામા કિનારાને સ્પર્શ કરવા માટે પવન વેગે ચાલવા લાગી. જોતજોતામાં

એ શિલા સામે પાર પહોંચી અને તે પરથી ઊતરીને ભગવાન સામે પર્વતની ઘન વન્ય પર્વતાવલિમાં પ્રવિષ્ટ થઈ ગયા. બ્રહ્મકેતુ, નાવિક અને પેલો અવિશ્વાસી મનુષ્ય, એ ત્રણે આશ્ચર્ય, આતંક, શ્રદ્ધા અને કુતૂહલની સાથે એકીટસે આ દૃશ્ય જોતા રહી ગયા. જ્યારે ભગવાન અદૃશ્ય થઈ ગયા, ત્યારે તો બ્રહ્મકેતુ પણ વ્યાકુળ થઈ ઊઠયા અને તરત જ નાવ પર બેસીને સામે પાર જઈ પહોંચ્યા. કિંતુ ત્યાં સુધીમાં ભગવાન દૂર નીકળી ગયા હતા. પ્રયત્ન કરવા છતાં પણ બ્રહ્મકેતુ એમને શોધી ન શકયા.

૬૯ સંકલ્પ

જ્યારે અતિશય પ્રયત્ન અને શોધ કરવા છતાં પણ તેઓ ભગવાન શ્રીચંદ્રનાં દર્શન ન કરી શકયા, ત્યારે બ્રહ્મકેતુએ એક શિલા પર બેસી સંકલ્પ કર્યો કે જ્યાં સુધી ભગવાનનાં દર્શન નહીં થાય, ત્યાં સુધી હું ન તો અન્ન ગ્રહણ કરીશ, ન તો જળ પીશ. નિરંતર બે દિવસ અને બે રાત એમણે નિરાહાર અને નિર્જળ રહીને વ્યતીત કરી અને ભગવાનની પ્રતિક્ષામાં તેઓ એકાસન પર બેસી રહ્યા. એમનો સંકલ્પ અત્યંત પ્રબળ હતો. ભગવાનને પાછા ફરવું પડયું. જેવા બ્રહ્મકેતુએ એમને જોયા કે તરત જ તેઓ વેગથી ઊઠીને ઊભા થઈ ગયા અને દોડીને એમનાં ચરણોમાં પડી ગયા. યદ્યપિ બે દિવસથી અન્નનો એક પણ કણ અથવા પાણીનું એક પણ ટીપું એમના મુખમાં નહોતું પડયું, છતાં પોતાના ઇષ્ટદેવને સન્મુખ નિહાળીને એમની ભૂખનરસ બધી જતી રહી.

ભગવાને પોતાના ભક્ત બ્રહ્મકેતુની આ વિહ્વલતા જોઈને એમને સ્નેહપૂર્વક આશ્વાસન આપ્યું, સાંત્વના દીધી, જ્ઞાનપ્રદાન કર્યું અને મોહથી મુક્ત થવાનો ઉપદેશ કર્યો. એ પછી એમણે પોતાના શિષ્યો માટે સંદેશ દેતાં એમને કહ્યું. 'જુઓ બ્રહ્મકેતુ! હવે હું એકાંતવાસ કરવા ઇચ્છું છું. અતઃ તમને મારો એવો આદેશ છે કે તમે કાશ્મીર જઈને તમારા સર્વ ગુરુભાઈઓને મારો સંદેશ આપો અને હવે ફરી મને મળવાની હઠ ન કરશો.'

## અંતર્ધાન

આમ કહીને ભગવાને એમને પોતાનો સંદેશ સંભળાવ્યો અને તત્કાળ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. તેથી આ પોષ કૃષ્ણ પંચમી વિ. સં. ૧૭૦૦ને ઉદાસીન સાધુલોકો શ્રીચંદ્રની નિર્વાણતિથિ માને છે. પરંતુ અનેક મહાત્માઓને વિશ્વાસ છે કે ભગવાન ચિરંજીવી છે, તેઓ હજી પણ વિદ્યમાન છે અને વચવચમાં સાધુમહાત્માઓને હિમાલયની ઘટાઓમાં દર્શન દેતા રહે છે.

## અંતિમ સંદેશ

આ વખતે ભગવાને દીધેલી સાંત્વના અને અનેક ઉપદેશથી પુષ્ટિ મળી હોવાથી બ્રહ્મકેતુને ભગવાનના અંતર્ધાન થવાથી કંઈ દુઃખ ન થયું. થોડા સમય ચંબામાં વિતાવીને તેઓ સીધા કાશ્મીર તરફ ચાલી નીકળ્યા. અને વિ. સં. ૧૭૦૧ની અષાઢી પૂર્ણિમાના એક દિન પહેલાં શ્રીનગર જઈ

પહોંચ્યા. બરાબર પૂર્ણિમાને દિવસે બ્રહ્મકેતુએ ભગવાનના સર્વ શિષ્યોને શ્રીનગરમાં એકત્ર કરીને ભગવાનના અંતર્ધાન થવાની સંપૂર્ણ કથા કહી અને એમનો અંતિમ સંદેશ નિવેદિત કર્યો. 'મહાત્માઓ ! જે સમયે રાવી નદીના તટ પર ભગવાન અંતર્ધાન થયા, તે સમય પહેલાં આપ લોકોને માટે તેમણે એવો સંદેશ આપ્યો હતો કે જીવનને તપોમય બનાવી રાખજો; લોકવાસનાના ક્ષુદ્ર પ્રલોભનોમાં પડીને ત્યાગના ઉચ્ચ આદર્શોને કલંકિત ન કરશો; નિરંતર તમારા આત્માની સમુન્નતિ અને મુક્તિને માટે પ્રયત્ન કરજો; સ્વયં પ્રકાશ પ્રાપ્ત કરીને તમારા અંધકારમાં પડેલા સાથીઓને પણ પ્રકાશમાં લઈ જજો; અને ગુરુ અવિનાશી મુનિજીએ જે પવિત્ર લક્ષ્ય સ્થિર કર્યું હતું એની પૂર્તિ માટે પૂર્ણ પ્રયત્ન કરજો. આ જ આપ લોકોનો પરમ ધર્મ છે. આ ધર્મની રક્ષા માટે અહંકાર અને ફળની ઇચ્છા છોડીને નિરંતર લોકસેવા કરતા રહેજો અને એ ધ્યાન રાખજો કે યોગની ક્રિયાના શિક્ષણનો પ્રવાહ કદાપિ સુકાઈ જવા ન પામે.' એટલું કહીને બ્રહ્મકેતુ સહસા મૌન થઈ ગયા અને સમાધિસ્થ બની ગયા. સમસ્ત શિષ્યમંડળીએ ભગવાનના જયજયકારથી ધરણી અને આકાશ ગૂંજવી દીધાં. સર્વેએ તે જ ક્ષણે પ્રતિજ્ઞા કરી કે અમે સર્વ પ્રકારે અમારા આચાર્યની આજ્ઞાનું પાલન કરતા રહીશું.

### ફૂલેફળે પરકાજ

ભગવાન શ્રીચંદ્રે આ પ્રકારે માનવજાતિ પર સામાન્યતઃ અને હિંદુ જાતિ પર વિશેષતઃ કૃપા કરી એમનો કલ્યાણનો માર્ગ પ્રશસ્ત કર્યા પછી જો કે એકાંત તપસ્યા માટે

ચંબાના વનમાં પ્રવેશ કરી દીધો, કિંતુ એમનું જીવન સર્વ પ્રકારના મનુષ્યોને માટે શકિત, સ્ફૂર્તિ, કર્મઠતા અને પ્રેરણા દેનારુ છે એમણે કેવળ પોતાના જ સંપ્રદાયનું કલ્યાણ નથી કર્યું, પરંતુ એમણે પોતાના સંપ્રદાય દ્વારા હિંદુ ધર્મના સંગઠન અને પુનર્જીવન માટે સશકત અને યોગ્ય મંડળ પણ સ્થાપ્યું. પોતાના લોકકર્મના કાળમાં એમણે હિંદુવિદ્વેષી તથા અનાચારપ્રસારક સર્વ સંપ્રદાયો, મતો અને ક્રિયાઓનું ખંડન કરીને શ્રૌત સનાતનધર્મી માર્ગનો નિર્દેશ કર્યો, અને પોતાના ઉપદેશો દ્વારા લોકમાં નવીન ચેતના, નવજીવન અને નવીન જાગ્રતિની પ્રેરણા કરી. જે અનેક સમાજસુધારકો અને સંપ્રદાયપ્રવર્તકોએ ભારતવર્ષમાં જન્મ લીધો છે, તેમાથી બહુ થોડા એવા છે જેમણે આટલા વ્યાપક ક્ષેત્રોમા એક સાથે પોતાની શકિતઓનું સંયોજન કર્યું હોય, વિશેષત: મુસલમાની પ્રદેશોમા હિંદુ ધર્મનો પ્રચાર અને પ્રસાર કરનારા તો તેઓ એક જ મહાપુરુષ હતા.

### મહાત્માઓનું પુણ્યચરિત

કોઈક ધરણીનું એવું અહોભાગ્ય હોય છે કે ત્યા સંતોનો જન્મ થાય છે એનાથી પણ અધિક સૌભાગ્ય તે દેશનું હોય છે, જ્યાના સંતો કેવળ આત્મકલ્યાણ કરવાની ભાવના છોડી દઈને પોતાની બધી લૌકિક તથા અલૌકિક શકિતઓનો પ્રયોગ લોકકલ્યાણને માટે કરે છે. આ દૃષ્ટિથી ભગવાન શ્રીચંદ્રનુ જીવનચરિત્ર, તે લોકો માટે ખાસ અનુકરણીય અને અધ્યયનીય છે · જે જિજ્ઞાસુઓ પોતાના આદર્શ માટે

લોકસંગ્રહી મહાપુરુષની શોધ કરે છે. જે મહત્ત્વાકાંક્ષીઓ લોકસેવાનું વ્રત લઈ મહાન બનવા ચાહે છે, જે સાધકો વિરકત બનીને આત્મકલ્યાણ સાથે લોકકલ્યાણ કરવા ઇચ્છે છે, અને જે નવયુવકો, ભાવિ નેતાઓ તથા તેજસ્વી આંદોલનનાયકોને પોતાની પ્રબળ અન્તઃપ્રેરણાથી નિરંતર સંઘર્ષ, પ્રગતિ, ઉન્નયન અને અભ્યુન્નતિની તરફ પ્રેરે છે, તે લોકો માટે ખાસ અનુકરણીય અને અધ્યયનીય છે.